# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીપાપાંકુશા એકાદશી વ્રત

વર્ષ ૪ અંક ૭ આસો સુદ ૧૧, ૨૦૬૬



અનુક્રમણિકા



**राग कान्हरो**

श्रीगोकुलनाथ गाजे सबनही सिरमोर ।

धोती उपरना स्वेत सुंदर तिलक भाल छबि छाजे ।। १ ।।

नौतन तुलसी माल केसर भरि सोंधे सुवासित भ्राजे ।

वल्लभदास प्रभु अङ्ग अङ्ग मोहत करत दान रसराजे ।। २ ।।

સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને શરદ પૂર્ણિમા, રાસોત્સવની વધાઇ. સાથેજ શ્રીમાલાજીનો ઉત્સવ (માલા-તિલક સંરક્ષણ દિવસ)ની સૌ શ્રીગોકુલેશચરણશરણાનુરાગીજનોને અનેકાનેક વધાઇ. શ્રીવ્રજપતિજીના ઉત્સવ (સં.૧૬૯૩)ની પણ વધાઇ. શ્રીમાલોદ્ધારનો ઉત્સવ અતિ શુભ-પાવનકારી ઉત્સવની આપણે સૌને અનેકાનેક વધાઇ. આપણે આજે જે પ્રસંગ માણવાના છીએ, તે આપણા સંપ્રદાય માટે એક અવિસ્મર્ણિય પ્રસંગ છે. કેવળ આપણા શ્રીચતુર્થપીઠના જ નહિં, પરંતુ સમગ્ર પુષ્ટિમાર્ગનું જેણે રક્ષણ કર્યું છે, એવા આપણા પ્રાણપ્યારા સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલેશ પ્રભુચરણનો આ અગાધ પરિશ્રમનું પરિણામ આપણે આ પ્રસંગમાં બન્યું. આ શુભ પ્રસંગને આલેખતા આપણા શ્રીગોકુલેશ પ્રભુચરણના અનન્ય એવા ગોપાલદાસભાઇ વ્યારાવાળા પ્રગટિત શ્રીમાલા-તિલકનો ઉદ્ધાર પ્રગટ કર્યુ છે. આ પવિત્ર દિવસની આપ સૌ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી જનોને અનેકાનેક વધાઇ. અને ભક્તો લખે છે કે : શ્રીગોકુલનાથ બડે મહારાજ, તિલક માલકી રાખી લાજ । દિલ્લીપતિકૌ પરચૌ દિયૌ, ભક્ત મનોરથ પૂરણ કિયૌ । ........આજે આનંદની હેલી રે સોહાગી મારે.......

આઓ, આજે આપણે સૌ શ્રીમાલોદ્ધાર પ્રસંગને વધાવીએ :

**राग भैरव** :- वल्लभकुलमें कलहंस कुल कलशा।। भक्त राखी चार्यौ वेद वंदे साखी तिलक अरू माल पहेरि सांचै तिलसा ।। १ ।। कलियुग कलिमें कीरति भइ तिहुं लोक जस गावै नारीनर घरघर सरसा ।। बालकृष्ण बलिहारी कहांलौ कहै तिहारौ गोकुलकै नाथ चिरंजीवौ कोटि वरीसा ।। २ ।।

**राग भैरव** :- श्रीगोकुलके नाथ फिर गोकुल बसायौ ।। प्रगट प्रताप भक्तन मन भायौ ।। १ ।। साची तेरी टेक जेसै निगमन भाखी ।। भाल तिलक माल मरजादा राखी ।। २ ।। जब प्रभु रीझे आप अपनपो दियौ ।। तब तिहारै हृदयकौ सुप्रेम नाम लीयौ ।। ३ ।। श्रीविट्ठलकुलभान सकल कला गुणनिधान ।। श्रीगोकुलनाथ गुसांई कलिमें कल्पतरु ।। ४ ।। इतनों मांगत हों दीजिये दरशन ।। अब तिजोपन आयौ, यौं कहत है गिरधर ।। ५ ।।

**राग सारंग** :- उर्ध्वपुंड्र बर हरिमंदिर तिलक दाम संख चक्र पद्मकी मर्यादा राखी श्रीगोकुलेश ।। धर्म सनातन पुरान पुरातन बंदी मागध सूत विरद वदत श्रीमुखते श्रवन प्रथम पान कियौ आज अज अरु गणेश ।। १ ।। अखण्ड़ मण्ड़ल कन्दलकी राजधानी नेकु न मनमानी त्याग करत जीयमें न भयौ क्लेश ।। बहुर आनि कीयौ वास व्रजमें रासविलास भक्तनजन मननिवास वरने मुरारीदास श्रीवल्लभकुलमण्ड़न श्रीविट्ठलनंदको जस गावत भये पुनीत सुनत ही गइ त्रिविध ताप जाप करत पापको न पाईए लवलेश ।। २ ।।





**राग सारंग :-** अपार निर्मल कीरति श्रीवल्लभ तुम चहूंचक्रं यों ज्यों किरन तरनी ।। अभेदान नवनिधि सुदृष्टि में दीजिये, दूर कीजे दारिद्र जरनी ।। १ ।। हीरा मानिक मोती कञ्चन जटित ते सबहिन पाये याते सुने ड़र्यो ड़रनि ।। वृन्दावन कहे मोपे क्यों कह्यो जाय कोन सके वरनी ।। २ ।।

**राग सारंग :-** जयति श्रीगोकुलनाथ प्रानपति, जननके मालमुद्रा धर्म सबन दीने ।। वे शङ्का खाय संन्यास दण्ड़ियको, भूप दिल्लीश घर दण्ड़ कीने ।। १ ।। सकल भुवन-मंड़लाधीशचूड़ा नम्यौ, जान माहात्म्य गुन शरन आयो ।। जान अपवाद जीय मूढ़ निज वेशको, आत्मवंचक कपटि दूर धायो ।। २ ।। जयति जय देव तिहुंलोकमें धुन भइ कीरति विख्यात जगमें ज छाई ।। सरस रङ्गी प्रभु ईशके ईशकी, शरण कीये महासिद्धि पाई ।। ३ ।।

**राग कल्याण :-** श्रीवल्लभ राजाधिराज राजत राजधानी ।। सुनि सुनि सब शरन आए जे गर्वित अभिमानि ।। १ ।। अतुलित अति तेज कीरति चहू चक्र वखानी ।। वृन्दावनचंद माल राखि वल्लभ जगजानी ।। २ ।।

**राग कल्याण :-** तीर्थ तिलक माला-त्राता पद पावन किये पतित सुनि सगरे ।। श्रीव्रजराज कुंवर करुनामय कीयो सहाय फिरत हें बगरे ।। १ ।। कला विभूति अंस बालक सब श्रीगोकुलेश पूरन प्रभु अगरे ।। श्रीशिव विरञ्चि सारद नारदमुनि पावत नहीं मरत हें झगरे ।। २ ।।

શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણ અનેક પ્રસંગોએ અનેક વિષયો પર વચનામૃત કરતાં. એક વાર આપશ્રીએ એક પ્રસંગ આજ્ઞા કરી. એક દિવસે શ્રીગોકુલેશ પ્રભુએ પ્રસંગ કહ્યોં. એક રાજા હાથી પર અસવાર થઇ જતો હતો. ત્યારે એક નશો કરનાર છાકીઓ ઊભો હતો, તેણે રાજાને કહ્યું કે 'હાથી વેચવો છે'! તે રાજા સુબુદ્ધ હતો. તે સમયે રાજા કશું બોલ્યો નહીં. પણ પાછા મહેલમાં જતાં તે છાકીને સાથે લઇ ગયો. રાજાએ તે છાકીને પૂછ્યું કે હા, ચલ મારે આ હાથી વેચવો છે, શું આપીશ આના બદલામાં ?

તે છાકીએ ઉત્તર દીધો જે લેવા આવ્યો હતો, તે તો હવે ગયો, હું તો દલાલી કરું છું. રાજા ઘણો પ્રસન્ન થયો. (રત્નકોષ)

ભાવત્ક :- દાસ ગોપાલ અને જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



॥ શ્રીગોકુલેશો જયતિ ॥

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૬ આસો સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૬ આસો વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

ઓક્ટોબર ૧૮ ૨૦૧૦ થી નવેમ્બર ૧ ૨૦૧૦

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧-આસો સુદ | સોમ | ઓક્ટોબર-૧૮ | **શ્રીપાપાંકુશા એકાદશી વ્રત** |
| ૧૨ | મંગળ | ૧૯ | |
| ૧૩ | બુધ | ૨૦ | |
| ૧૪ | ગુરુ | ૨૧ | |
| ૧૫ | શુક્ર | ૨૨ | શરદ પૂર્ણિમા, રાસોત્સવ |
| ૧૫ | શનિ | ૨૩ | કાર્તિક સ્નાન પ્રારંભ |
| ૧-આસો વદ | રવિ | ૨૪ | |
| ૨ | સોમ | ૨૫ | |
| ૩ | મંગળ | ૨૬ | |
| ૪ | બુધ | ૨૭ | |
| ૫ | ગુરુ | ૨૮ | શ્રીમાલાજીનો ઉત્સવ (માલા તિલક સંરક્ષણ દિવસ)<br>શ્રીગોકુલનાથ બડે મહારાજ, તિલક માલકી રાખી લાજ।<br>દિલ્લીપતિકૌ પરચૌ દિયૌ, ભક્ત મનોરથ પૂરણ કિયો ॥ |
| ૬ | શુક્ર | ૨૯ | |
| ૭-૮ | શનિ | ૩૦ | **બડે શ્રીવ્રજપતિજીનો પ્રાગટ્યોત્સવ (સં.૧૬૯૩)** |
| ૯ | રવિ | ૩૧ | |
| ૧૦ | સોમ | નવેમ્બર-૧ | |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં. ટીપ્પણી તે પીઠનો આદેશ સમાન મુખપત્ર છે.*

**પરલોકને માટે, ભગવાનની કૃપા માટે, બીજા અર્થ માટે, ભક્તિ સિવાય અથવા ભગવાન સિવાય જેઓનું બીજું (સાધન) નથી, (તેઓ અનન્ય છે)** (શ્રીસુબોધિનીજી ૩-૨૫-૪૦)





*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

# ગુરુ શિક્ષા

## ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

...ગતાંકથી આગળ

**લાખો રૂપિયામાં કોન્ટ્રાક્ટ :-**

માલિકની વાત પરથી એક વાત યાદ આવી ગઈ છે તે કહી દઉં છું, એક વલ્લભ વંશજ અને એક વૈષ્ણવની રીતે એક પીડા છે તે પીડા હું આપને કહેવા માંગુ છું બ્રાહ્મણ શરીર તો મને મળ્યું છે, આ વૈષ્ણવત્વ મળ્યું છે તે મારૂ સૌભાગ્ય છે અને જે વંશજપણું મળ્યું છે તે મારા માલિકની મહેરબાની છે. એથી ત્રણેય દષ્ટિએ મારી પીડીત હોવાની બાબત આપને કહું છું. જે માલિકના ગુણગાન આપણે કરી રહ્યા છીએ તેમની સાથે આજના સમયમાં બહુ જ મોટો અન્યાય થઈ રહ્યો છે. એમનું સ્વરૂપ આજે વિવિધ જગ્યાઓ પર, વિવિધ બેઠકો પર વેચાઈ રહ્યું છે. તેના હજારો-લાખો રૂપિયામાં કોન્ટ્રાકટ અપાઈ રહ્યા છે અને એ કોન્ટ્રાક્ટને લેવા-આપવાના કાર્યમાં સહકાર આપવાવાળા આપ લોકો છો.

પાંચ રૂપિયા કે પચ્ચીસ રૂપિયામાં વેચાતી ઝારી ભરવાનું કાર્ય આપણે બધા કરી રહ્યા છીએ એટલે એ વાતની નોંધ કરવી રહી કે વલ્લભાધીશનો દિકરો બહુજ વેદના સાથે તમને કહે છે કે આ ઝારીના, કે ચરણ સ્પર્શના વેચવાના ધંધાને બધા બંધ કરો અને જો તમે શ્રીમહાપ્રભુજીની સચ્ચાઈથી સેવા કરવા માંગતા હો તો એનો પ્રતિરોધ કરો અને શ્રીમહાપ્રભુજીની બેઠકમાં બેસીને આપ સર્વોત્તમના અગિયાર પાઠ કરો. એ તમારી સાચી સેવા કે સાચી ઝારી થશે. આપ જે રીતે વેચાતી ઝારી ભરી રહ્યા છો તે ઝારી, ઝારી ભરવાનો પ્રકાર નથી. શ્રીમહાપ્રભુજી અહીં કહી રહ્યા છે કે પહેલા ગુરૂની સેવા કરો. એક વાત સાંભળી લેજો, આજે શ્રીબેઠકની સેવાનો ક્રમ છે તે જ ગુરૂસેવાનો ક્રમ હતો. અહીંયા ગુરૂસેવાની વાત શ્રીમહાપ્રભુજી બતાવી રહ્યા છે.

૧૦૦ / ૧૫૦ વર્ષ પહેલાં વૈષ્ણવો વ્રજ જતા, સૌરાષ્ટ્રમાં કે ભારતમાં જ્યાં જ્યાં શ્રીબેઠકજી છે ત્યાં જતા અને ત્યાં નિવાસ કરીને મેડ મર્યાદાપૂર્વક શ્રીમહાપ્રભુજીની સેવા કરતા, ત્યાં લીપણ કરતા, ત્યાં ઝારી ભરતા, ત્યાં બીજી બધી જ સેવા જેવી કે દૂધઘર વગેરેની કરતા. એ બધું શ્રીમહાપ્રભુજીને આરોગાવતા અને પોતાનું શ્રવણ, મનન, ચિંતન, કીર્તનમય જીવન વ્યતિત કરતા. આપણને એ પણ યાદ હોવું જોઈએ કે એવા ઘણાં વૈષ્ણવો છે કે જેમણે પોતાનું આખું જીવન આવી રીતે શ્રીબેઠકજીની સેવામાં ખર્ચી નાખ્યું. હું તમને અપવાદ નથી કહી રહ્યો, એવા ઉદાહરણ મળશે એને એજ સર્વભાવથી ગુરૂની સેવા કરવી તે જ શ્રીબેઠકજીની સેવાનો પ્રકાર હતો. આજે તેને માત્ર રોકડીયા પૈસાની લે-વેચ દેણથી ઝારી, ચરણસ્પર્શનો પ્રકાર બનાવી દીધો અને એ પણ આપણાં શરીરના ટપકતાં પાણી પણ શ્રીમહાપ્રભુજીના સ્વરૂપ પર પડતા હોય, ત્યાં જે ઝારી ભરાય છે તે ઝારી ભરવાની વાત તમે કરી રહ્યા છો અને એ ઝારી ૫, ૧૧, ૨૫ રૂપિયામાં વેચાણ થઈ રહી હોય તેનો ગુનેગાર આખો વૈષ્ણવ સમાજ છે.

આપ જાણ્યે-અજાણ્યે આ વેચાણને પ્રોત્સાહન આપી રહ્યાં છો. હું આ પૂછવા માંગુ છું એ સંપ્રદાયના ઠેકેદારોને, કે જે બેઠકોને કોન્ટ્રાક્ટ ઉપર આપવા એની બોલી-હરાજી બોલાવી રહ્યા છે-જ્યાં શ્રીવલ્લભાચાર્યજીને એટલે કે પોતાના

બાપને વેચવામાં આવતો હોય તે સંપ્રદાય આજે કેવી પરિસ્થિતિમાં આવી ગયો છે ? તેનો જવાબ સંપ્રદાયના ઠેકેદારો અને સંપ્રદાયના તથાકથિત વૈષ્ણવો આપે. આ સંપ્રદાયમાં સંસ્થાઓ બનાવીને, સંપ્રદાયની સેવા કરવાની વાત કરીને ધતીંગ આચરનારાઓની વચ્ચે સંપ્રદાયના સાચા કામ કરવા, સાચા હેતુઓ છે તેના માટે બંડ પોકારવા અને સાચી વ્યવસ્થા સંસ્થાના નામે કરાવવી તે બહુ જ મુશ્કેલ કામ છે. આ જ મારી વ્યથા છે. શ્રીવલ્લભાધીશનો દિકરો કહી રહ્યો છે કે એનો બાપ કેમ વેચાઈ રહ્યો છે ? તમારો પણ એ અલૌકિક પિતા છે અને મારો પણ પિતા છે, એ કોના પિતા નથી એ મને કહો ? છે કોઈ વૈષ્ણવ, કંઠી પર હાથ મુકીને કહે કે શ્રીમહાપ્રભુજી એના પિતા નથી, નથી, ને નથી જ. એવો કોઈ વૈષ્ણવ નહી જ હોય.

તમારા પિતાશ્રી આજે વેચાઈ રહ્યા છે એક એક બેઠકની આજે નિલામી બોલાઈ રહી છે, કોઈ કહેનાર નથી. આ ગોસ્વામી બાળકોને આજે જઈને પૂછો કે કેમ આવું થઈ રહ્યું છે ? બિલકુલ હારેલા ગીધડાં જેવા આપણે ૨૧ કે ૨૫ રૂપિયામા ઝારી લઇ લઇએ છે. એવી ઝારીઓ ભરીને શું આપણે શ્રીમહાપ્રભુજીની સેવા સિદ્ધ કરી શકીશું ? શું શ્રીમહાપ્રભુજી આનાથી પ્રસન્ન થશે ? એના કરતાં સારું છે કે જો આપ કંઈ ના કરી શકતા હો તો શ્રીમહાપ્રભુજીના ચરણારવિંદમાં બેસીને શ્રીબેઠકોજીઓમાં સર્વોત્તમના જેટલા થઈ શકે તેટલા ભાવપૂર્વક પાઠ કરો, શ્રીવલ્લભાધીશની ધૂન લગાડો એ એક જ રસ્તો છે.

એક સચ્ચાઈને સમજો કે શ્રીમહાપ્રભુજીની વાણીની સાથે જે સેવા છે તે **यथा देहे तथा देवे** છે. સમજી રહ્યા છોને મારી વાત ? આ એક પ્રયોગ આવતી કાલે જ કરી જોજો. ઘરમાં મહેમાન આવે તો તેને પીવડાવજો ૫૦ ગ્લાસ પાણી અને પછી જોજો શું પરિણામ આવે છે. અરે વિવેક નથી થતો, શરમ નથી આવતી કે બસની બસ, બબ્બે, ત્રણ-ત્રણ, ચાર-ચાર બસ જાય અને બસ્સો માણસો શ્રીમહાપ્રભુજીને ઝારી ભરાવે, કંઈક વિવેકની તો વાત કરો, બધું જ શ્રીમહાપ્રભુજીના નામે વેચી ખાધુ છે આપણે ? આ કેવો સંપ્રદાય છે ? આ કેવી સંપ્રદાયની વ્યવસ્થા છે ? કંઈક તો વિવેકપૂર્વક જવાબ આપો.

**સેવા છોડી દેવાનો પ્રકાર :-**

શ્રીમહાપ્રભુજી સેવાના જ સંદર્ભમાં આગળ કહી રહ્યા છે કે ગૃહસ્થના માટે જે પૂજા બતાવી છે તેમાં કયાંય સાર્વજનિક શબ્દ તો આવતો જ નથી. એ જ ઘર અને ગૃહસ્થ આવી રહ્યું છે. ગૃહસ્થોની સેવામાં પણ પાંચ પ્રકારના દોષ સંભવ છે. તેથી જ્યારે જ્યારે પાંચ પ્રકારના દોષ સંભવ થાય ત્યારે તે સ્થિતિમાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કેઃ **तदा तत्र पूजा त्यक्तव्यम्** એ સ્થિતિમાં સેવા છોડી દેવી જોઈએ, શ્રીમહાપ્રભુજી તમારી પાસે અનાચારની અપેક્ષા રાખતા નથી કે નથી રાખતા તમારી પાસે અત્યાચારની અપેક્ષા. શ્રીમહાપ્રભુજી તમારી પાસે સદાચારની જ અપેક્ષા રાખે છે. શ્રીમહાપ્રભુજીએ સમજાવ્યું છે કે તું જો **'सोहम्'** કહેશે તો પણ તમારૂં અહમ્ વિકૃત થઈ જશે અને તું પોતાની જાતને જ બ્રહ્મ કહેવા માંગે છે અને **सोहम्** કહેનાર બધાને શ્રીમહાપ્રભુજી કહેવા માંગે છે. વિકૃત ન બની જાવ અને **'नाहम्'** કહેનારા વર્ગ છે તેમને પણ કહે છે તમારૂ પણ અહમ્ બિમાર છે. તમે પણ તમારા અહમ્‌ને સ્વસ્થ કરો, **नाहम्** નો અહમ્ પણ બિમાર છે સોહમનો પણ બિમાર છે તેથી સ્વસ્થ અહમ્ છે તે **'दासोहम्'**નો અહમ્ છે. તેથી આચારના નામે

અત્યાચાર પણ ખોટો છે અને આચારના નામે અનાચાર પણ ખોટો છે. આચારના નામે સદાચાર તમે લાવો અને એ સંતુલિત આચારથી સેવાનો નિર્વાહ કરો. શ્રીમહાપ્રભુજી કહે છે કે આવી પાંચ પરિસ્થિતિ થાય તો તમારે સેવા છોડી દેવી જોઈએ.

**स्वतः वृत्तिरहितानि इन्द्रीयाणि बलवत् बलात् भगवति योजनानि विक्षेपं जनयन्ती विग्रहकर्षितानि।**

૧) વિક્ષેપ

૨) અશક્તિ

૩) પ્રતિબંધ

૪) અત્યાગ્રહ

૫) પરપીડા

શ્રીમહાપ્રભુજીની વાણીની જે મીઠાશ છે તેનો અનુભવ એકવાર થાય ને તો પછી સેવાથી એક પણ દિવસ દૂર નહી રહી શકાય. મારી-મચેડીને આપણે સેવામાં જઈએ તો તે શ્રીમહાપ્રભુજીને નથી ગમતું. આપણે પોતે સેવામાં નથી જતા, ઘડીયાળ આપણને સેવામાં મોકલે છે. ભલે પછી એ સવારના ૪.૩૦ કલાકે પહોંચાડતી હોય, બહુ જલ્દી કે આપણે સાત-આઠ વાગે નિવૃત્ત થઈ જવું છે અથવા મન એમ કહે છે કે હવે ૮.૩૦ થયા એટલે તો સેવામાં જવું જ પડશે, હવે તો જવું જ પડશે. આ પડશે, એ તમારી અને મારા મનની પરિસ્થિતિ બતાવી રહ્યું છે કે એ મનને સ્વતઃ સેવાની લલક નથી. એક વખત ક્યારેક મા થઈને અને ક્યારેક બેટા થઈને, ક્યારેક બહેન થઈને કે ક્યારેક ભાભી થઈને આપણાં દિલ પર હાથ મુકીને જુઓ કે ગોદમાં જે બાળક છે તે અડધો કલાક પણ માતાથી વિખુટું પડી જાય તો માતાના હૃદય અથવા માતાની છાતીની અંદરથી અવાજ આવે છે કે તને મોડું થયું છે તું શોધ તારું બાળક ક્યાં છે ?

એ જ બાબત આપણને શ્રીમહાપ્રભુજી કહી રહ્યા છે. જે રીતે પક્ષી પોતાના બાળકની શોધમાં પાંખો ફફડાવે છે તે જ રીતે ગાયનું વાછરડું, ગાય ખોવાઈ ગઈ હોય અને જે રીતે અવાજ આપે તે રીતે મનમાંથી એવો અવાજ ઉઠવો જાઈએ, **એ સેવાનું સ્વાભાવિક રૂપ છે.** જ્યાં જબરજસ્તીથી ઈન્દ્રિયોને ભગવાનની સેવામાં લગાવવી પડતી હોય, ત્યાં અંતમાં એ ઈન્દ્રિયો અને મનનો સંઘર્ષ ચાલ્યા જ કરશે. ધૂમધડાકા તમારા પ્રશ્નમાં લાવો છો કે જે જે સેવા તો થાય છે પરંતુ મન લાગતું નથી. સવાલ એ છે કે ઈન્દ્રિયોને તમે બે કામ કરાવો છો, એક તો શ્રીઠાકોરજીની સેવામાં જબજસ્તીથી લગાડો છો અને બીજી બાજુ મુક્કાબાજીની જેમ મન ચોંટતુ નથી અને તન ચોટતું નથી, મન કહે છે શરીરને તું સેવામાં જા અને તન ના કહે છે..... અને ફરિયાદ થાય છે. **न खुदा ही मिले न विसाले सनम** ની વાણીની સાથે જે સેવા છે તે **यथा देहे तथा देवे** છે. સમજી રહ્યા છોને મારી વાત ? આ એક પ્રયોગ આવતી કાલે જ કરી જોજો. ઘરમાં મહેમાન આવે તો તેને પીવડાવજો ૫૦ ગ્લાસ પાણી અને પછી જોજો શું પરિણામ આવે છે. અરે વિવેક નથી થતો, શરમ નથી આવતી કે બસની બસ, બબ્બે-ત્રણત્રણ- ચારચાર બસ જાય અને બસ્સો માણસો શ્રીમહાપ્રભુજીને ઝારી ભરાવે, કંઈક વિવેકની તો વાત કરો, બધું જ શ્રીમહાપ્રભુજીના નામે વેચી ખાધુ છે આપણે ? આ કેવો સંપ્રદાય છે ? આ કેવી સંપ્રદાયની વ્યવસ્થા છે ? કંઈક તો વિવેકપૂર્વક જવાબ આપો. **न इधर के रहे न उधर के रहे ।**

શ્રીમહાપ્રભુજી કહે છે કે એવી પરિસ્થિતિ ના લાવો, શાસ્ત્ર જાણો. મન, વાણી અને દેહથી **शास्त्रमवगत्य मनोवाग्देहैः कृष्णः सेव्यः** કે કૃષ્ણ શું છે. કૃષ્ણ એ આ અનંત કોટી બ્રહ્માંડનો નાયક છે અને કૃષ્ણની સેવા કરવી તે તમારા માટે પુણ્યનું જ કાર્ય નથી અથવા તમારા માટે કોઈ સત્કાર્ય નથી, કૃષ્ણની સેવા કરવામાં તમારા જીવનની પ્રત્યેક ક્ષણની સાર્થકતા રહેલી છે. તેથી કૃષ્ણની સેવા કરવી છે, કંઈ જબરજસ્તીથી સેવા નથી કરવી. પહેલાં કૃષ્ણનું માહાત્મ્ય સમજી લો અને તેથી જ ભક્તિના લક્ષણમાં જે તમે અનેકવાર સાંભળ્યું હશે. **माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः स्नेहः।** માહાત્મ્ય જ્ઞાન સહિત જે સ્નેહ અત્યંત સુદઢ થઈ ગયો છે તેનુ નામ છે ભક્તિ. ભક્તિ કરશો ક્યાંથી ? માહાત્મ્ય જ્ઞાન હશે તો ભક્તિ થશે કેમ કે આપણે બધા એ અવસ્થાના નથી કે જ્યાં સ્વરૂપ માત્રથી આસક્તિ સિદ્ધ થઈ જાય. આપણે સ્વરૂપાસક્તિની અવસ્થાવાળા નથી.

આપણે ગુણાસક્તિની આસક્તિવાળા છીએ. તેથી ભગવાન શ્રીકૃષ્ણના ગુણોને જાણી લો. **शास्त्रं अवगत्य** શાસ્ત્ર જાણ્યા વગર કૃષ્ણની સેવા કરવી એ કૃષ્ણસેવાનું દુર્બલ્ય છે. એ સેવા નહીં જ ચાલી શકે. જેમ હાથ-પગમાં શક્તિ ન હોય અને પ્રયાસ કરો તો દસ-વીસ મિનિટમાં પરસેવો છૂટી જશે અને બેસી જવું પડશે કે હાશ હવે નથી થતું. એ દુર્બળપણું છે. તેથી તમારી સેવા એક વખત પધરાવો ત્યારે તો સેવાના ઉત્સાહમાં ૧૦ થી ૨૦ દિવસ તો સેવાનું તંત્ર બહુ જ વ્યવસ્થિત ચાલે છે, પરંતુ થોડા સમયમાં જ એ ઉત્સાહ ફીકો પડતો જાય છે, એ ધીમો થતો જાય છે. એમાંથી તમારો રસ ઉડી જાય છે. તેથી **शास्त्रं अवगत्य** એટલે કે શાસ્ત્રથી માહાત્મ્ય જાણીને શ્રીમહાપ્રભુજીની વાણીથી એ બોધ જાણીને **मनोवागदेहैः** એટલે કે મન, વાણી અને દેહથી કૃષ્ણની સેવા કરવી.

માટે શ્રીમહાપ્રભુજી જણાવે છે કે શાસ્ત્રના માહાત્મ્યને જાણ્યા વગર કૃષ્ણ સેવા કરવી એ કૃષ્ણસેવાનું દુર્બલ્ય છે પણ હવે તો આપણાં જેવા લોકો કૃષ્ણસેવાનો ઉપહાસ ઉડાવી રહ્યા છે. કેમ કે શ્રીમહાપ્રભુજીની વાણીનો પરિચય નથી. જે કૃષ્ણ સેવા માટે પરમાનંદદાસ કહી રહ્યાં છે કે **'नीके राख यशोदा मैया, नारायण घर आयो'** આ નારાયણ ઘેર આવી રહ્યો છે, તારા દ્વારે. આ ઘરના ઠાકોરજીને સાર્વજનિક ચાર રસ્તે બેસાડી દીધા છે આપણે બધાએ, અને આ કહેવાતા પુષ્ટિમાર્ગમાં મજાક કરી છે અને એ જ વસ્તુ શ્રીગર્ગાચાર્યે નામકરણમાં કહી અને એ જગ્યાએ સુબોધીની જુઓ. શ્રીમહાપ્રભુજીએ સુબોધીનીમાં નારાયણ શબ્દના ૬ અર્થ કર્યા છે.

**तस्मान्नन्दात्मजोऽयं ते नारायणसमो गुणैः।**

**श्रिया कीर्त्यानुभावेन गोपायस्व समाहितः।।**

**गोपायस्व** એટલે **गुपु संरक्षणे** એટલે કે કોઈ વસ્તુને ગુપ્ત રાખીને અને એની રક્ષા કરવામાં ગુપુ મુળ ધાતુ આવે છે અને તેથી ગોપાયસ્ય. શ્રીભાગવતકાર કહે છે કે **गोपायस्व समाहितः** ખૂબ જ સાવધાન રહીને, કોઈપણ પ્રકારની જડતાને દૂર કરીને, એકદમ ચૈતન્યપણાંથી તું તારા આ ધનને ગુપ્ત રાખીને સેવા કરજે, રક્ષા કરજે. તમે શ્રીમહાપ્રભુજીના ઘરેથી આ ધનને લાવીને ચાર રસ્તે સાર્વજનિક સ્થળે પ્રદર્શન માટે મૂકી દીધું. તેથી મહાનુભાવ ભક્તો કહી રહ્યા છે કે **'नीके राख यशोदा मैया, नारायण घर आयो'** આ નારાયણના ઘરે આવવાની કિંમત આપણે ન સમજી શક્યા કારણ કે બહુ સસ્તામાં મળી ગયો. સસ્તામાં મળી ગયો એટલે તેની સાથે રમી ન શકયા પરંતુ આપણી રમતનું

એને એક રમકડું બનાવી દીધું અને એનાજ પરિણામ આજે ભોગવી રહ્યા છીએ કે નિરંતર આપણાંમાં બહિર્મુખતા આવી ગઈ છે. શ્રીમહાપ્રભુજી બતાવે છે કે દૈવી જીવ માટે સાચું નરક શું છે ? એ બહિર્મુખતા છે એટલે આપણે પુષ્ટિમાર્ગના નરક તરફ જઈ રહ્યા છે તે સમજી લેજો. આપણાંમાં નિરંતર બહિર્મુખતા વધી રહી છે. અને શ્રીમહાપ્રભુજીના શબ્દોમાં બહિર્મુખ થવું એ દૈવી જીવ માટે નારકિય કષ્ટ જ છે. તેથી શ્રીમહાપ્રભુજી અહીં આજ્ઞા કરે છે કે સેવા જો માહાત્મ્ય જ્ઞાન સહિત ન હોય તે સેવાનું દુર્બલ્ય છે અને શાસ્ત્રજ્ઞાન મેળવીને જ તથા શ્રીમહાપ્રભુજીની વાણીનો અર્થ સાચી રીતે જાણીને જ કૃષ્ણસેવા કરવી જોઈએ. એ જે શાસ્ત્ર જ્ઞાનનો આપણને બોધ મળ્યો છે, તે બોધનો વૈધવ્ય છે. એ આપણને જાણકારી થઈ તે જાણકારીનું વિધવાપણું છે એના માથે સૌભાગ્યનું બિંદુ, સેવા માટેનું બિંદુ આવવું જોઈએ તે ન આવ્યું. **शास्त्रं अवगत्य मनोवागदेहैः कृष्णः सेव्यः।**

જ્યારે જ્યારે જોર જબદસ્તીથી ઈન્દ્રિયોને સેવામાં ખેંચશો તો સેવાની અધિદૈવિકતા નહીં જ રહે અને જેટલો જેમ તેમ ઉદ્વેગ વધશે તેમ તેમ તમારી સેવા આધિભૌતિક સંસ્કાર રૂપ થઈ જશે અને સંસ્કારરૂપ સેવાથી પ્રભુ પ્રસન્ન થતા નથી. એથી શ્રીમહાપ્રભુજી કહે છે કેઃ **सेवा तत्र पूजा त्यक्तव्यम्।**

બીજી પરિસ્થિતિ છે અશક્તિ. કોઈ રોગના કારણે જરયા એટલે વૃદ્ધાવસ્થા. સાચા ભક્તોને વૃદ્ધાવસ્થા નથી આવતી. શેઠ પુરસોત્તમદાસની વાર્તામાં આવે જ છે કે દિકરો બાપને કહે છે કે બાપા તમે વૃદ્ધ થયા ત્યારે બાપ કહે છે કે તને દેખાતું હશે પણ હજી હું વૃદ્ધ થયો નથી, એટલે સાચા ભક્તો વૃદ્ધ થતા નથી. વ્યાધિ એટલે શારીરિક રોગ, એવી પરિસ્થિતિમાં સેવાનો નિર્વાહ ન થઈ શકે તો એ અતિકષ્ટદાયક સમયે સેવામાં ઉપસ્થિત ન રહેવું જોઈએ અને સેવા તે સ્થિતિમાં છોડી દેવી જોઈએ.

ત્રીજી સ્થિતિ છે લોક પ્રતિબંધકપણાથી આપણને નડે. આજકાલ સેવા પધરાવવાના પ્રસંગો આવે છે ત્યારે મને બહુ ભીતિ લાગે છે કેમ કે આજકલ સ્ત્રીઓ સેવામાં વધારે પ્રવૃત્ત હોય છે. આજથી નહીં પણ વ્રજ સ્વામિનીઓના સમયથી પુષ્ટિમાર્ગમાં સ્ત્રીઓ જ વધારે પ્રવૃત્ત રહી છે અને વધારે જીવંત રહી છે તેનું કારણ એમના નિષ્કામ હૃદય છે, એમની સુકોમળતા છે. ગૃહસ્થ જીવનની ગાડીના બન્ને પૈડા સારા હોય તો જ ચાલે એક પૈડાને ખરાબ કરી દો કે કોઈપણ રીતે તેને મંદ કરી દો તો બીજું પૈડુ બરાબર નહી ચાલી શકે. એવી જ રીતે સેવામાં પણ સ્ત્રી અને પુરૂષ બંનેનો સહયોગ અતિઆવશ્યક નહી પણ અનિવાર્ય જ છે પરંતુ પુરૂષોએ એવું ન જ માનવું જોઈએ કે સેવા કરવાનો ઠેકો માત્ર સ્ત્રીઓનો જ છે.

એના કારણે એવું થાય છે કે સ્ત્રીઓનો અભિનીવેશ સેવામાં વધારે હોય અને ઘરમાં પુરૂષવર્ગ એટલે કે પુત્ર અને પતિ એ બંને સેવામાં આડા પડે છે, દસમાંથી નવ ઘરમાં આ ઉદાહરણ જોવા મળે છે અને તેથી ઘરમાં વિખવાદ થાય છે. ઘરમાં કલેષ થાય છે. તેવી સ્થિતિમાં જ્યાં શ્રીઠાકોરજીનું અપમાન થતું હોય શ્રીઠાકોરજીના નામે અનુચિત શબ્દો કહેવામાં આવતા હોય, જ્યાં એવું કહેવામાં આવતું હોય કે તે તો આખો દિવસ શ્રીઠાકોરજીને લઈને ભગતવેડા જ કર્યા કરે છે એ જગ્યાએ ભગવાનને રહેવાની ફુરસદ નથી અને તેથી એવી સ્થિતિમાં સેવા છોડી દેવી જોઈએ. આ પ્રતિબંધનું ઉદાહરણ છે.

ચોથી વાત છે અત્યાગ્રહની. અત્યાગ્રહના પ્રવેશના કારણે ઉદ્‍ભવતા સ્વભાવભેદના અનેક ઉદાહરણો છે તેનું કોઈ એક ઉદાહરણ નથી. આવા અનેક ઉદાહરણ તમને આપણાં સમાજમાં જ મળશે. જેમ કે કોઈ વ્યક્તિ ખૂબ સેવાભાવી હોય અને પછી... સૌરાષ્ટ્રના એક ભાઈ મુંબઈ સ્થિત હતા, તેમનો સેવાનો અદ્‍ભૂત પ્રકાર હતો. શ્રીમહાપ્રભુજીની વાણીનું પણ એટલું જ પાલન કરતા હતા પણ કોણ જાણે શ્રીમહાપ્રભુજી કહે છે તેમ અત્યાગ્રહ પ્રવેશે એક કંઈક આગ્રહ થયો તેમની જીવન પદ્ધતિ જ બદલાઈ ગઈ અને એટલી બદલાઈ ગઈ કે હું તમને કહી શકતો નથી, ભક્તિમાંથી નહિ પણ માનવતાની વિરૂદ્ધનું તેમનું આચરણ થઈ ગયું. એક વખત સમર્પિત સ્થિતિમાં હતાં હમણાં સાંભળ્યું છે કે તે પાછા ધીરે ધીરે મૂળ સ્થિતિમાં આવી રહ્યા છે. આવા સમયે શ્રીમહાપ્રભુજી કહે છે કે અત્યાગ્રહની પરિસ્થિતિમાં ઘરે કે બીજી બધી જગ્યાએ આવું  વાતાવરણ ઉભું થઈ જાય, ક્લેષ ઉભો થાય, તેવી સ્થિતિમાં સેવા છોડી દેવી જોઈએ.

પાંચમી સ્થિતિ છે પરપીડા. પ્રતિબંધનો જ બીજો aspect છે પરપીડા. કોઈ જગ્યાએ ઘરના લોકો સેવા કરનારને તકલીફ આપે અને સેવા કરનાર વ્યકિત જો જબરી હોય તો સેવા કરીને ઘરના લોકોને તકલીફ આપે આવું પણ બને છે એવા પણ ઉદાહરણો જગતમાં તમને મળ્યા કરશે. આવી પરપીડામાં પણ શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે સેવા ત્યજી દેવી જોઈએ.

આ વાત કહેવા પાછળનું તાત્પર્ય એ હતું કે સેવાના સ્વરૂપને વિવેકથી સમજો, સેવા તમારા મનોરંજનનું સાધન નથી, સેવા તમારા સમય વ્યતિત કરવાનું સાધન નથી, તમે નવરા પડયા છો તમને કંઈ કામ નથી અથવા તમને કંઈક લૌકિક સંકટ આવ્યું છે તેથી સેવામા ચિત્તને સ્થિત રાખો છો, સેવા એવું કશું પણ રમકડું નથી કે જેનાથી તમે તમારી જાતને સ્વસ્થ રાખો. સેવા, સેવ્ય અને સ્વામિભાવથી ઘટીત થનારી એક અલૌકિક ઘટના છે. તેથી સેવાની બાબતમાં આ બધા પાસા વિચારીને સેવામાં અગ્રેસર થવું. સેવા એક ખેલ નથી આ વાત **कृष्णसेवा सदा कार्या** ના આ પાસા સુધી સમજાવ્યું. મારા કહેવા પાછળ કોઈના માટે આલોચના કે ટીકા નથી, કોઈનાથી મને દ્વેષ નથી, કોઈનાથી મને વેર નથી. મારી તો માત્ર એક જ વાત છે મને તમે બધા એક જ ગિફ્ટ આપો કે

**''सब कुछ सीखा हमने न सीखी होशीयारी**

**सच है दुनियावालो के हम है अनाड़ी''**

દેવકીનન્દન અનાડી છે શા માટે બધાના હ્રાસ માટે ફર્યા કરે છે. તે સમજાતું નથી છતાંય પરમાત્માએ મને આ સ્વભાવથી ઘડયો છે. તેથી આ સ્વભાવને હું છોડી શકતો નથી. વૈષ્ણવોનું જ્યાં અહિત થાય છે તે મને રૂચતું નથી. તે મને પીડા આપે છે. તેથી આ સત્ય તમારી સમક્ષ મૂક્યું છે. આમાં કોનું હીત છે અને કોનું અહિત છે તે તમે વિચારી લેજો. આનું સદાચરણ તમે કરશો તો તેની ઉપલબ્ધી મારા માથે નથી પરંતુ એ સદાચરણ કરશો તો તેનાથી સાચો રસ્તો તમને મળશે. આ બધા પાસાનો વિચાર કરી લેજો. એક વખત નહીં પણ એક હજાર વખત વિચારી લેજો.

સંકલનઃ- સિદ્ધાંત વિમર્શ ! માંથી સાભાર.....



# સ્વ-માર્ગીય સમજ

## અજ્ઞાનથી કરેલું નિવેદન ફળે કે ?

**શિષ્ય :-** કૃપાનાથ! નિવેદન કરવાનું તાત્પર્ય તો અહન્તા મમતાની નિવૃત્તિ કરવામાં રહેલું છે, અને તે, નિવેદનમન્ત્રના અર્થાનુસન્ધાનપૂર્વક નિવેદન કરી તેનો એક નિષ્ઠાથી દૃઢ અભ્યાસ કરવામાં આવે ત્યારે બને. પરંતુ આપણા સંપ્રદાયમાં તો નાના બાળકોને પણ મન્ત્રના બે બે અક્ષરનો ઉચ્ચાર કરાવી મન્ત્રોપદેશ કરવામાં આવે છે, અને જેઓ છેક નાના છે તેના તો કાનમાં મન્ત્ર સંભળાવીને પણ નિવેદન કરાવવામાં આવે છે અને તેના હાથથી તુલસીપત્રનો સ્પર્શ કરાવી તે તુલસીપત્ર પ્રભુને અર્પણ કરવામાં આવે છે, તો આ પ્રમાણે નિવેદનમન્ત્રના અર્થજ્ઞાન વગરના તથા પ્રેમ વગરના નિવેદનમન્ત્રોપદેશથી તે નિવેદન કરનાર બાળકને ફલની સંભાવના પણ શી રીતે રાખી શકાય. તે કૃપા કરી આજ્ઞા કરો.

**ગુરુદેવ :-** મન્ત્રનો પ્રભાવ ઘણો જબ્બર હોય છે. જુઓ કે આઠ-નવ વર્ષના બાળકને યજ્ઞોપવીત સમયે ગાયત્રીમન્ત્રોપદેશ કરવામાં આવે છે ત્યારે ગાયત્રી મન્ત્રના અર્થની તેને સમજણ હોતી નથી, તેમજ ગુરુના બતાવ્યા પ્રમાણે આચમન, પ્રાણાયામ, અર્ધ્યપ્રદાન, સૂર્યોપાસન વગેરે ક્રિયાઓ પણ વિના સમજયેજ કરે છે. છતાં તેને તેનું ફળ મળે છે. તે જ પ્રમાણે છેક નાના બાળકને કોઇ ગ્રહ નડતો હોય અને તેના માટે દાનાદિક કરવાનું હોય તો માતા-પિતા સંકલ્પનો ઉચ્ચાર કરી ફક્ત બાળકના હાથનો સ્પર્શ કરાવી દાનાદિક કરાવે છે છતાં તે દાનનું ફળ બાળકને મળે જ છે, તે જ પ્રકારે કોઇ આસન્નમરણ થાય તે વખતે તેને તેના પુત્ર વગેરે ગોદાનાદિકનો સંકલ્પ કરાવે છે અથવા આતુર સન્યાસ કરાવે છે તો તેનું પણ ફળ તેને મળે છે. એ શાસ્ત્રસિદ્ધ વાત છે, તે જ પ્રમાણે અત્યન્ત અજ્ઞાની બાળકને પણ નિવેદનમન્ત્રોપદેશ કાનમાં સંભળાવવાથી તેનું ફળ તેને થાય જ છે.

જેમ અજામિલે 'નારાયણ' એવું નામ ભગવન્નામ જાણી લીધું ન હતું પણ પોતાના પુત્રનું નામ જાણી લીધું હતું છતાં તે નામના પ્રભાવથી વિષ્ણુપાર્ષદોએ આવીને યમદૂતોના પાશમાંથી તેને છોડાવ્યો હતો, કારણકે ભગવન્નામમાં જ એવું સામર્થ્ય રહેલું છે. આવા ઘણા દાખલાઓ પુરાણોમાં પ્રસિદ્ધ છે. તેથી સિદ્ધ થાય છે કે નિવેદનમન્ત્ર જ્ઞાનથી કિંવા અજ્ઞાનથી ગ્રહણ કરવામાં આવે તો પણ તેનું ફલ થાય જ છે.

**શિષ્ય :-** 'કૃપાનાથ! અજ્ઞાનદશામાં ગ્રહણ કરાતા નિવેદનમન્ત્રથી પણ ફલપ્રાપ્તિ થતી હોય તો નિવેદનમન્ત્ર ગ્રહણ કર્યા પછી બીજા કોઇ પણ સાધન કરવાની જરૂર શી રહે ? તે કૃપા કરી આજ્ઞા કરો'.

**ગુરુદેવ :-** મન્ત્રોપદેશ તો અધિકાર સિદ્ધ કરનારો હોય છે. જેમ કે ગાયત્રીમન્ત્રોપદેશ થવાથી બટુકનો વૈદિક કર્મ કરવાનો અધિકાર સિદ્ધ થયો, પરંતુ ગાયત્રીમન્ત્રોપદેશ ગ્રહણ કર્યા પછી સન્ધ્યાવન્દનાદિ વૈદિક કર્મ ન કરે તો ગાયત્રીમન્ત્રના ઉપદેશનું ફળ મળે નહિ, તે જ પ્રમાણે ભક્તિનો અધિકાર સિદ્ધ થવા માટે નિવેદનમન્ત્રનો ઉપદેશ છે, પરંતુ નિવેદનમન્ત્રોપદેશ ગ્રહણ કર્યા પછી સેવા-સ્મરણાદિ ભાગવત ધર્મોમાં પ્રવૃત્ત થાય નહિ તો મન્ત્રોપદેશ ગ્રહણ કર્યાનું ફળ પ્રાપ્ત થાય. માટે નિવેદનમન્ત્રોપદેશ ગ્રહણ કર્યા પછી સેવા-સ્મરણાદિ ભાગવત ધર્મોનું આચરણ તો અવશ્ય કરવું.

**<u>શિષ્ય</u>** :- કૃપાનાથ ! કેટલાક વાદીઓ શંકા કરે છે કે આપણા અષ્ટાક્ષરાદિ મન્ત્રમાં, બીજા મન્ત્રોમાં હોય છે તેમ છન્દ, ઋષિ તો હોતાં નથી તો પછી તે મન્ત્ર કેમ કહેવાય ? આનો જવાબ શો આપવો ? તે કૃપા કરી આજ્ઞા કરો.

**<u>ગુરુદેવ</u>** :- ઋષિ છન્દ જેમાં ન હોય તે મન્ત્ર જ ન કયેવાય એવો શાસ્ત્રનો અભિપ્રાય નથી, કારણકે 'શારદાતિલક' આદિ મન્ત્રશાસ્ત્રના ગ્રન્થોમાં લક્ષ્મી મન્ત્રમાં ઋષિ, છન્દ વગેરે કહ્યા નથી છતાં તેનો જપ કરવાથી ફલસિદ્ધિ થવાનું લખેલું છે. એટલે ઋષિ, છન્દના અભાવમાં મન્ત્રનું મન્ત્રપણું જતું નથી રહેતું. તેમજ ખાસ કરીને સકામ મન્ત્રોમાં જ ઋષિ, છન્દ વગેરે હોય છે, જ્યારે આપણા સંપ્રદાયમાં અપાતા અષ્ટાક્ષર તેમજ પંચાક્ષર મન્ત્રો ભક્તિમાર્ગીય હોવાથી નિષ્કામ છે, માટે તેના જપથી કોઇ ફલાકાંક્ષા રાખવામાં આવતી ન હોવાથી તેમાં ઋષિ અને છન્દ કહ્યા નથી.

**<u>શિષ્ય</u>** :- કૃપાનાથ ! આત્મનિવેદનના વિષયમાં આપે વિસ્તૃત રીતે આજ્ઞા કરી કે દેહ ગેહાદિમાંથી અહન્તા-મમતા છોડી 'આ સર્વ પ્રભુનું જ છે, એમાં મારૂં કંઇ નથી', એવી માન્યતા કરવી, પરંતુ લૌકિક વ્યવહારમાં જીવ જ્યાં સુધી પોતાની અહન્તા મમતા ન રાખે ત્યાં પર્યન્ત કંઇ કાર્ય જ ન કરી શકે, તો પછી લૌકિક વ્યવહાર ચલાવતી વખતે પ્રભુની સ્વામિભાવના કેવી રીતે રાખવી, તે કૃપા કરી આજ્ઞા કરો.

**<u>ગુરુદેવ</u>** :- લોકમાં શેઠને ત્યાં મુનીમ તથા રાજાને ત્યાં દિવાન હોય છે તે જો કે સઘળાં શેઠનાં કે રાજાનાં વ્યવહારિક કાર્યો શેઠ કે રાજા તરફથી કરે છે, અને તે કાર્યો કરતી વખતે પોતાના માલેકનાં ગૃહ, દુકાન, વસ્ત્ર, આભૂષણ કે રાજ્ય, દ્રવ્ય, બાગ, બગીચા વગેરે પોતાના હોય એમ વાપરે છે, તેમજ, 'આ તો અમુકના મુનીમનું ઘર, મુનીમની ગાડી, દિવાનનો બંગલો, દિવાનની ગાડી એમ કહેવાય છે. તેમ દિવાન તથા મુનીમ પોતે પણ એમ કહે છે કે 'આ મારૂં ઘર, મારી ગાડી, મારો બંગલો, મારી બગી વગેરે.' પણ તે મુનીક કે દિવાન પોતાના મનમાં સમજે છે કે આ બધું મારા શેઠનું અથવા રાજાનું છે, અને તેણે મહેરબાની કરી મને સોંપ્યું છે, અને તેની મહેરબાનીથી જ આ બધાનો હું ઉપભોગ કરૂં છું, વાસ્તવિક રીતે જોતાં તેમાં મારૂં કંઇ નથી, તે જ પ્રમાણે જીવે પણ અહન્તા મમતા છોડી દેહ, સ્ત્રી, પુત્ર, ધન, વગરે સર્વ પ્રભુનું જ છે અને તે પ્રભુએ કૃપા કરી મને સોંપ્યું છે, અને તેમની કૃપાથી જ હું તેનો ઉપભોગ કરૂં છું એમાં ખરી રીતે મારૂં કંઇજ નથી. આ પ્રકારે સર્વ કાર્યોમાં પ્રભુની સ્વામિભાવના રાખી દરેક કાર્યો કરવાં.

**<u>શિષ્ય</u>** :- કૃપાનાથ ! ૮૪ અને ૨૫૨ વૈષ્ણવોની વાર્તા વાંચતાં જણાય છે કે આગળના સમયમાં નિવેદનમન્ત્રનો ઉપદેશ ગ્રહણ કરવા માત્રથી મન્ત્રગ્રહણ કરનારની ભગવત્સેવામાં પ્રવૃત્તિ થતી હતી, તથા સેવા કરતાં કરતાં પ્રભુ તેઓને સાનુભાવ પણ જતાવતા હતા તેવું હાલના સમયમાં જોવામાં આવતું નથી, એટલું જ નહિ પણ કેટલાકોની તો ભગવત્સેવામાં પ્રવૃત્તિયે થતી નથી, કદાચિત્ ભગવત્સેવામાં પ્રવૃત્તિ થાય છે તો તેને સાનુભાવ થવો તો દૂર રહ્યો પણ ઘણા ઓછાને સેવારસમાં જોઇએ તેવી આસક્તિ થાય છે તેનું કારણ શું હશે ? તે કૃપા કરી આજ્ઞા કરો.

**<u>ગુરુદેવ</u>** :- આ વિષયમાં દશદિગન્તવિજયી શ્રીપુરુષોત્તમજીએ નવરત્ન વિવૃત્તિ પ્રકાશમાં તથા મહાનુભાવ લાલુભટ્ટજીએ સિદ્ધાન્તરહસ્યની ટીકામાં નિવેદનના ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવા ત્રણ ભેદ પાડી ખુલાસો કરેલો છે, તે આ પ્રકારે છે :—

**ઉત્તમ** :- પ્રભુમાં શુદ્ધ સ્નેહ ઉદય થયા પછી તન્મયતાપૂર્વક નિવેદન કરવામાં આવે તે **ઉત્તમ નિવેદન** કહેવાય.

**મધ્યમ** :- શાસ્ત્રાદિ વાંચીને કે ગુરુના ઉપદેશનું શ્રવણ કરીને અથવા ભગવદીયના સત્સંગ દ્વારા ભગવત્સ્વરૂપ, પોતાનું સ્વરૂપ, તથા નિવેદનનું સ્વરૂપ યથાર્થ સમજીને જ્ઞાનપૂર્વક જે નિવેદન કરવામાં આવે તે મધ્યમ નિવેદન કહેવાય. કારણકે તે નિવેદન પ્રભુમાં પ્રેમની ઉત્પત્તિ થયા પહેલાં તથા ભગવત્સ્વરૂપ, પોતાનું સ્વરૂપ, અને નિવેદનનું સ્વરૂપ જાણ્યા પછી કરવામાં આવે છે.

**કનિષ્ઠ** :- પ્રભુમાં પ્રેમ ઉત્પન્ન થયો ન હોય તેમજ પ્રભુના સ્વરૂપનું જ્ઞાન, પોતાના સ્વરૂપનું જ્ઞાન અને નિવેદનના સ્વરૂપનું જ્ઞાન પણ થયું ન હોય પરંતુ કોઇ વૈષ્ણવના સંગ દ્વારા કે કુલપરંપરા વિગેરેના કારણથી પુષ્ટિમાર્ગીય ગુરુના મુખ દ્વારા ગદ્યસહિત પંચાક્ષર મંત્રનું ઉચ્ચારણમાત્ર કરવામાં આવે તે કનિષ્ઠ નિવેદન કહેવાય.

આ પ્રમાણે નિવેદનના ત્રણ પ્રકાર છે, તેમાં જે ઉત્તમ અધિકારીઓ છે તેમણે તો પ્રભુમાં ઉત્કટ પ્રેમ ઉત્પન્ન થયા પછી નિવેદન કરેલું છે તેથી તેમના દેહ પ્રાણાદિક સર્વે ભગવાનને અધીન હોવાથી તેમનું અન્તઃકરણ ભગવન્મય થઇ ગયું છે માટે તેવા ઉત્તમ અધિકારીઓને તો શ્રીપ્રભુનો સાનુભાવ થવો યોગ્ય જ છે. તેથી જ ૮૪ અને ૨૫૨ વૈષ્ણવોની નિવેદનમન્ત્રગ્રહણ કરવા માત્રથી જ ભગવત્સેવામાં પ્રવૃત્તિ તથા ભગવત્સાનુભાવતા થતી હતી. અને જે મધ્યમાધિકારીઓએ જ્ઞાનપૂર્વક નિવેદન કરેલું છે તેમને ભગવત્સ્વરૂપ, પોતાનું સ્વરૂપ તથા નિવેદનના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન હોવાથી નિવેદનમન્ત્રોપદેશ લીધા પછી ભગવત્સેવામાં પ્રવૃત્તિ થાય છે અને ભગવત્સેવાના રસનો આનંદ પણ પ્રાપ્ત થાય છે તથા ક્રમે કરીને તેવાઓને શ્રીપ્રભુની સાનુભાવતા થવાનો પણ સંભવ છે.

પરંતુ જેઓ કનિષ્ઠ અધિકારી છે તેઓને તો ભગવત્સ્વરૂપનું, પોતાના સ્વરૂપનું, તથા નિવેદનના સ્વરૂપનું જ્ઞાન પણ ન હોવાથી નિવેદનમન્ત્રોપદેશ ગ્રહણ કર્યા છતાં પણ તેમની ભગવત્સેવામાં પ્રવૃત્તિ થતી નથી, તો પ્રભુની સાનુભાવતા તો ક્યાંથી જ થાય. છતાં ભગવાન કૃપા કરી સાનુભાવ જતાવે તો તેમાં અધિકાર વગેરે કંઇ આડે આવી શક્તું નથી. તેમજ તે કરુણાના સાગર કનિષ્ઠમાં કનિષ્ઠ ઉપર પણ કૃપાનું વર્ણન કરે જ છે તેના દાખલા શાસ્ત્રમાં અનેક મળી આવે છે. તેથી જ શ્રીગુસાંઈજીએ 'વિદ્વન્મંડન'માં આજ્ઞા કરી કે :- **क्व वर्षिष्यतीति न जाने** તે કૃપાનું વર્ષણ કરનાર નવીન નીરદશ્યામ પ્રભુ કોના ઉપર કૃપાનું વર્ષણ કરે તે જાણી શકાતું નથી. અર્થાત્ મેઘ જેમ પોતાની ઈચ્છા મુજબ વર્ષે છે તેમ શ્રીઠાકોરજી પણ કૃપાનું વર્ષણ પોતાની ઈચ્છા મુજબ કરે છે તેમાં અધિકાર અનધિકાર જોવામાં આવતો જ નથી. માટે દરેક બ્રહ્મસંબંધ ગ્રહણ કરનારે દૃઢ વિશ્વાસ તથા પ્રેમપૂર્વક પ્રભુસેવા કરવી. જેથી પ્રભુ અવશ્ય કૃપાનું વર્ષણ કરશે જ અને દૈવીજીવત્વ સફલ કરશે જ.

ઉપદેશ મિમાંસા ગ્રંથમાંથી (શ્રીપુરુષોત્તમચરણ કૃત ઉપદેશવિષયકશંકાનિરાસવાદને આધારે) સાભાર....

.....ઉપદેશમીમાંસા ગ્રન્થ સંપૂર્ણ....



# ભક્તિમાર્ગની ઉત્તમતા

**(લેખક :- વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી)**

શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધમાં ઉદ્ધવજી પ્રત્યે પ્રભુ ઉપદેશ કરે છે કે :'મનુષ્યમાત્રનાં કલ્યાણની ઈચ્છાથી મેં ત્રણ યોગો પ્રગટ કર્યા છે,' એટલે કે સર્વ મનુષ્યનું કલ્યાણ કરવાની ઈચ્છાથી મેં ત્રણ માર્ગ બતાવ્યા છે. એક જ્ઞાનમાર્ગ, બીજો કર્મમાર્ગ, ત્રીજો **ભક્તિમાર્ગ**. કલ્યાણ એટલે દુઃખનો તદ્દન નાશ થઈ જાય અને નિત્ય, કાયમનાં સુખની પ્રાપ્તિ થાય. એવું કલ્યાણ આજના સમયમાં કેમ મળી શકે એ વિચારવાનું છે.

કેટલાક કહે છે કે, દુઃખ ઉત્પન્ન થવાનું કારણ પાપ છે; માટે તેને દૂર કરવાને, પાપને ધોવાને પ્રાયશ્ચિત કરવું જોઈએ, એટલે કે કર્મ કરવું જોઈએ. વેદમાં જે જે કર્મો બતાવ્યાં છે તે તે કર્મો કર્યાથી પાપ દૂર થઈ જાય, અને પાપ દૂર થવાથી દુઃખ પણ ટળી જાય. આ વાત ગળે ઉતરે તેમ નથી, કેમકે પ્રાયશ્ચિતરૂપ કર્મો કર્યાથી જ જો દુઃખ દૂર થતાં હોય તો પછી પ્રાયશ્ચિત કર્યા પછી એક પણ દોષ રહેવો જોઈએ નહિ, અને ફરીને પાપકર્મ કરવા તરફ મનની વલણ પણ ન જ થવી જોઈએ; તેમ તો થતું નથી, કેમકે હજારો કર્મો, પ્રાયશ્ચિતો કર્યા પછી પણ પાપકર્મોમાં પ્રવૃત્તિ જણાય છે. વળી કર્મ કરવા માટે દેશકાલ પણ પવિત્ર જોઈએ. તેવો દેશકાલ આ સમયમાં ક્યાં છે ? ધર્મશાસ્ત્રમાં જેવો દેશ જતાવ્યો છે, જેવાં કર્મ કરાવનારા બ્રાહ્મણો ઓળખાવ્યા છે, તેવા હાલમાં કોઈ પણ ઠેકાણે નજરે પડતા નથી.

તેમ જ કર્મમાર્ગ એટલો બધો કઠિન છે કે, એક અક્ષર પણ જો ઉલટા સુલટી થઈ જાય તો આખું કર્મ ઉંધું વળી જાય અને વિપરીત ફલ આવે, માટે આ સમયમાં કોઈ પણ રીતે કર્મમાર્ગથી દુઃખ નાશ પામે અને નિત્ય સુખ મળે એવું જણાતું નથી. કદાચ કોઈ મોટો પ્રયાસ કરીને પવિત્ર દેશકાલ શોધીને યજ્ઞયાગ કરે, તો પણ તેનું ફળ તો કાયમનું નથી જ. ભગવાન્ ગીતામાં આજ્ઞા કરે છે કે :- કર્મ કરનારા સ્વર્ગલોકમાં જાય છે, અને પોતે કરેલા પુણ્યના પ્રમાણમાં જેટલી મુદ્દત સુધી સુખ ભોગવવાનું ઠરેલું હોય તેટલી મુદ્દત સુધી સ્વર્ગમાં સુખ ભગવીને, પુણ્યનો ખજાનો ખુટી જતાં પાછા મૃત્યુલોકમાં આવી પડે છે.' માટે એવાં થોડી મુદ્દતનાં સુખની લાલચ રાખીને મોટાં કષ્ટો વેઠવાં તે શા માટે ? તેમ જ સ્ત્રી, શૂદ્ર વગેરેનો ઉદ્ધાર કર્મથી થતો જ નથી; કેમકે તેમને કર્મ કરવાનો અધિકાર આપવામાં આવ્યો નથી. તો આવા સાંકડા અને વિકટ રસ્તાનો આશ્રય નિત્ય સુખને ચહાનારા કેમ કરી શકે ? ષષ્ઠ સ્કંધમાં એ જ સિદ્ધાંત શ્રીશુકદેવજી પરીક્ષિતને કહે છે.

બીજા મતવાદીઓ કહે છે કે જ્ઞાન મેળવવાથી નિરંતર આનંદ મળશે. પ્રભુ કેવા છે તેમનું સ્વરૂપ કેવું છે, તેમનામાં શાશા ગુણો રહેલા છે, વગેરેનું જ્ઞાન વેદાનુસાર મેળવીને અચલ સુખ મેળવી શકાય છે. વળી જ્ઞાનથી પાપાદિક સર્વ કર્મો નાશ પામે છે, એટલે દુઃખનો સંભવ જ નથી. શ્રીમદ્ ભગવદ્ગીતામાં ભગવાન કહે છે કે: 'જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મોને બાળીને ખાખ કરી નાંખે છે.' વાસ્તે જ્ઞાન એ જ દુઃખને દૂર કરવા માટેનો સંગીન અને મજબૂત ઉપાય છે. આ વાત કેટલેક અંશે ખરી છે; પરંતુ ઉત્તમોત્તમ જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત કરી શકાય છે અને તેને માટે કેટલો બધો પ્રયાસ કરવો પડે છે, તે વિષે અવશ્ય વિચાર કરવો જોઈએ, અને સાથે જ તેવો પ્રયત્ન આજના સમયમાં થઈ શકે એમ છે કે કેમ, તે બાબતમાં પણ વિચારવું જોઈએ. પહેલાં તો જ્ઞાન મેળવવા માટે કર્મની પણ જરૂર છે.

કર્મ કર્યા પછી અંતઃકરણ શુદ્ધ થઇ જાય તો જ્ઞાન પ્રાપ્ત થાય. કેમકે ગંદા કાચમાં કાંઇ મુખનું પ્રતિબિંબ પડતું નથી, સ્વચ્છ અને નિર્મલ હોય તો જ પડે છે, તેમ કર્મરૂપી રેતીથી અંતઃકરણરૂપી દર્પણ સ્વચ્છ કરવાની જરૂર છે. કેવાં કેવાં કર્મો આચરણ કરવાથી જ્ઞાન મળે છે, તેની રૂપરેખા શ્રીભાગવતના ષષ્ઠ સ્કંધમાં શ્રીશુકદેવજીએ દોરેલી છે. પહેલાં તો દ્વિજદેહ હોવો જોઇએ. દ્વિજદેહ (જનોઇ ધારણ કરી શકનાર વર્ણ) ન હોય તો, સ્ત્રી શૂદ્રયોનિમાં જન્મ થયો હોય તો પતિસેવા, દ્વિજસેવા કરીને ક્રમે ક્રમે વૈશ્ય, ક્ષત્રિય અને છેવટે બ્રાહ્મણદેહ તેને મળે. બ્રાહ્મણદેહ મળ્યા પછી તેણે નવ સાધનો કરવાં જોઇએ. તેમાં પહેલું સાધન **તપ** છે. તપ એટલે મન અને બધી ઇન્દ્રિયોને એકાગ્ર કરવી, નિયમમાં રાખવી તે. **બીજું** સાધન **બ્રહ્મચર્ય** છે. બ્રહ્મચર્ય બહુ જ કઠિન છે. આ આઠ બાબતોથી તો બ્રહ્મચારીએ બહુજ બચવાનું છે. ૧.કોઇનું સ્મરણ કરવું, ૨.ગાન કરવું, ૩.રમતગમત, ૪.ટીકી ટીકીને જોવું, ૫.ખાનગી વાતો કહેવી, ૬.સંકલ્પ-મનોરથો કરવા, ૭.કોઇ પણ વાતનો જાણે અજાણે નિશ્ચય કરી નાંખવો, ૮.નકામા બેસી રહેવું, એ આઠે બાબતો છોડે તો બરોબર બ્રહ્મચર્ય પાળ્યું કહેવાય.

વળી જ્ઞાન મેળવવામાં ત્રીજું સાધન **શમ** છે. શમ એટલે સર્વ ઇન્દ્રિયોના રાજા મન ઉપર કાબુ મેળવવો તે. ચોથું સાદન **દમ** છે. દમ એટલે બહારની દશ ઇન્દ્રિયોને જીતી રાખવી. પાંચમું સાધન **ત્યાગ**. ત્યાગ એટલે સત્પાત્રને દાન કરવું તે. છઠ્ઠું સાધન **સત્ય** બોલવું તે. સાતમું સાધન **પવિત્રતા**. પવિત્રતા એટલે દેહ વગેરેની શુદ્ધિ માટે પાળવામાં આવતો આચાર. આઠમું સાધન **યમ**. યમ એટલે અહિંસા. નવમું સાધન **નિયમ** એટલે જપ વગેરે કરવા તે. આવાં નવ સાધનો જ્યારે બરોબર બને ત્યારે જ્ઞાન પ્રાપ્ત થાય. આમાંના કેટલાં સાધનો અથ્યારે બની શકે છે, તેનો શઅંતપણે વિચાર કરવો જોઇએ. આજકાલના જીવોથી બની શકે કે કેમ એ પણ જોવું જોઇએ. એક સાધારણ દષ્ટિથી જોતાં જાણ પડશે કે આવાં સાધનોમાંનું એક પણ સાધન બરોબર કોઇથી બની શકશે જ નહિ. એને માટે જેવા પવિત્ર સંયોગો જોઇએ તેવાં ક્યાં છે? લૌકિકની ધમાલમાં પડેલાઓથી તેવાં સાધનો આવા સમયમાં કેમ થઇ શકે? જો ન જ બની શકે તો પછી જ્ઞાન કેમ પ્રાપ્ત થાય અને સુખ ક્યાંથી અનુભવાય?

એ જ હેતુથી જ્ઞાનમાર્ગ પણ કર્મમાર્ગ જેટલો જ દુર્ઘટ લાગશે. વળી પ્રભુ શ્રીગીતાજીમાં ઉપદેશ કરે છે કે :'જ્ઞાનવાળો તો ઘણા જન્મ થયા પછી મારે શરણે આવે છે.' ત્યારે જ્ઞાનીઓ પણ જન્મમરણમાં ગોથાં ખાતા હોય એમ જણાય છે. એક તો મોટી મોટી મુશ્કેલી વેઠીને જ્ઞાન મેળવ્યું હોય અને પછી તેનાં પરિણામમાં ફેરા ફરવાનું તો કાયમ જ રહે તો તેવા જ્ઞાનને ઓઢવું કે પાથરવું? વળી કેવળ જ્ઞાનથી શો ફાયદો? જગન્નિયન્તા જગદીશ્વર પ્રભુ તેથી પ્રસન્ન કેમ થવાના? મોટી મુસીબતે તેમને જાણ્યા, પણ પછીથી તેમની કાંઇ સેવા કરી નહિ, તો તે શી રીતે રીઝવાના?

આપણા દેશનો એક મોટો રાજા છે, તેને આપણે જાણ્યો. એનાં જીવનચરિત્રો વાંચ્યા, એનાં યશ તથા ગુણગાન સાંભળ્યાં, છેવટે એને જોયો, પણ તેથી શું? કાંઇ એણે આપણા ઉપર થોડી પણ નજર કરી? આપણે એને જાણવા માટે જે જહેમત ઉઠાવેલી, તેની થોડી પણ એણે કદર કરી? કશી નહિ. પરતું જો કોઇ મનુષ્ય તેને પોતાના દેશનો માલીક સમજીને ફક્ત તેની થોડી સેવા બજાવે; કાંઇ પણ લાલચ વિના તે રાજાને સુખ થાય તેવી રીતનું કાંઇ પણ કાર્ય કરે, તો તેના ઉપર રાજા કેટલો પ્રસન્ન થાય? તેને કેટલો ન્યાલ કરે? આવા થોડા પ્રયાસથી તેને કેટલો લાભ થાય? તેટલો લાભ પેલો રાજાને જાણવા માટે મહેનત કરી કરીને થાકી ગયેલો મેળવી શકે? કદાપિ નહિ. એ જ દષ્ટાંત અહિં પણ સમજી

લેવું. કેવળ પ્રભુને જાણવાથી કાંઇ પણ ફાયદો નથી. તેથી કોઇ પણ રીતે પ્રભુ પ્રસન્ન થવાના નથી. અને પ્રભુ પ્રસન્ન ન થાય તો અવિચલ અમંદ આનંદ ક્યાંથી મળવાનો હતો? એટલા માટે જ્ઞાનમાર્ગ પણ ચાલુ સમયમાં દુર્ઘટ છે, અને પ્રયાસનાં પ્રમાણમાં કાંઇ પણ લાભદાયક નથી.

ભગવાને શ્રીભાગવતના એકાદશ સ્કન્ધમાં મનુષ્યમાત્રનાં કલ્યાણ માટે પ્રગટ કરેલા ત્રણ માર્ગોમાંથી કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગ તો ચાલુ સમયમાં કલ્યાણ કરી શકે તેમ નથી. એમ ઉપરની દલીલોથી સિદ્ધ થયું, વસ્તુતઃ તેમ જ છે. જ્યાં સુધી એ બન્ને માર્ગોને ભક્તિમાર્ગ સાથે સંયુક્ત કરી નાંખ્યા વિના સ્વતંત્ર રીતે તેઓની કલ્યાણકારકતા કબૂલવામાં આવે છે, ત્યાં સુધી એ માર્ગ કોઇ પણ રીતે ઉપર કહ્યાં પ્રમાણે શ્રેયસ્ સાધી શકે તેમ નથી. શ્રીશુકદેવજી પણ કર્મમાર્ગ તથા જ્ઞાનમાર્ગનું સ્વતંત્ર નિર્વચન કરીને અને છેવટે તે બન્નેની દુર્ઘટના લક્ષ્યમાં લઇને કહો કે તેથી કંટાળીને આજ્ઞા કરે છે કે : 'કેટલાક તો કેવળ ભક્તિથી જ વાસુદેવપરાયણ થઇને પોતાનાં પાપને ધોઇ નાંખે છે. જેમ સૂર્ય ઝાકળનો નાશ કરે છે તેમ.' એનો મુદ્દો એ છે કે કર્મમાર્ગીયો પોતાનાં પાપોનો નાશ કરવા માટે કઠિનમાં કઠિન અવનવાં પ્રાયશ્ચિતોકરે છે અને છેવટે પણ 'પેકે લેપ્યું અંગ કર્મજડ! પેકે કેમ ધોવાય?' એ ભક્તશિરોમણિ દયારામભાઇનાં કથન પ્રમાણે પ્રાયશ્ચિત જ કરતો રહે.

ભક્તો તો તેવા કર્મમાર્ગના પ્રાયશ્ચિતને કે જ્ઞાનમાર્ગના જ્ઞાનાગ્નિને અડકતાં જ નથી. તેઓ તો પંથ તો ન્યારો જ છે! શ્રીશુકદેવજી ભક્તોનાં એ માર્ગની ઝાંખી કરાવે છે. ભક્તોને પાપ કે પુણ્યની દરકાર જ નથી હોતી. તેઓ તો વાસુદેવપરાયણ થઇને ભક્તિ કર્યાકરે છે. એ ભક્તિથી પાપો દૂર થઇ જાય તો કાંઇ ભક્તો તે પાપોને દૂર થવાથી ના કહેતા નથી. સૂર્યના ઉદયથી સ્વતઃ જ ઝાકળનો નાશ થઇ જાય છે. શું સૂર્ય ઝાકળનો નાશ કરવા માટે ઉદય પામે છે? ના; કદી નહિં. ભક્તો પણ પાપનો નાશ કરવા માટે જે કાંઇ ભક્તિ નથી કરતાં, પરંતુ ભક્તિથી પાપ સ્વતઃ જ દૂર થઇ જાય છે, ભસ્મ થઇ જાય છે. શ્રીશુકદેવજી વળી કહે છે કે :- 'જેવી રીતે પાપી પુરુષ ભક્તોની સેવા કરીને શ્રીકૃષ્ણને પ્રાણ આદિ અર્પણ કરીને પવિત્ર થાય છે તેવી રીતે તપ વગેરે સાધનોથી નથી થતાં.'

શ્રીશુકદેવજીની આ આજ્ઞા ભગવદ્ગીતામાં રહસ્યરૂપ છે. **सर्वधर्मान् परित्यज्य, अपिचेत् सुदुराचारः, क्षिप्रं भवति धर्मात्मा, न मे भक्तः प्रणश्यति** વગેરે શ્રીમુખનાં વચનોનું તાત્પર્ય જ શ્રીશુક વાક્યમાં તરવરી રહેલું છે. એથી જ ભક્તોને કર્મમાર્ગીય અને જ્ઞાનમાર્ગીય કરતાં ઉચ્ચ કક્ષાએ મૂકતાં શ્રીશુકદેવજી પુનઃ આજ્ઞા કરે છે કે : 'કલ્યાણકારક અને ભય વગરનો સીધો માર્ગ લોકમાં આ જ છે. જે માર્ગમાં રહીને મનુષ્યો સુસ્વભાવયુક્ત નરનારાયણપરાયણ સત્પુરુષ થાય છે. હે રાજેન્દ્ર! જેમ નદીઓ સુરાથી-મદ્યથી-ભ્રષ્ટ થયેલા ઘડાઓને પવિત્ર કરી શકતી નથી, તેમ ભગવાનથી પરાંમુખ થયેલાઓને કરેલાં પ્રાયશ્ચિત કદી પાવન કરતાં નથી. જેઓએ ફક્ત એક જ વાર પોતાનું મન શ્રીકૃષ્ણ ચરણકમલમાં ચોટાવ્યું છે, શ્રીકૃષ્ણના ગુણમાં અનુરાગવાળું બનાવ્યું છે, તેઓ તો પાપાચરણવાળા છતાંએ પણ નિષ્પાપ થઇને સ્વપ્નમાં પણ અમને અને તેના પાશધારી દૂતોને નજરે દેખતા જ નથી.' આ જ સિદ્ધાંતનો સાર ભક્તિમાર્ગના વિકાસક શ્રીમદાચાર્યચરણે નિબંધમાં કહ્યો છે.

**अधुना तु कलौ सर्वे विरुद्धाचारतत्पराः ।**

**स्वाध्यादिक्रियाहीनास्तथाचारपराङ्मुखाः ।।**





ઈત્યાદિ. તાત્પર્ય કે હાલમાં કલિ પ્રવર્ત્યો છે. બધા વિરુદ્ધ આચારમાં તત્પર થઈ રહ્યા છે. વેદાધ્યાયનાદિ ક્રિયાઓથી બધા રહિત થઈને શુદ્ધ સદાચારથી પણ મોઢું ફેરવી બેઠા છે. વળી તેઓ જે જે કર્મો કે આચારો કરે છે તે વૈદિક વિધિથી રહિત કરે છે. તેઓનાં મન વિક્ષેપમાં પડી ગયાં છે. તેઓ ભ્રાંત થઈ ગયા છે. શિશ્નોદરપરાયણ થઈને જીવન વિતાવે છે. યજ્ઞોપવીતાદિ સંસ્કારો પણ થયેલા ન હોવાથી વ્રાત્ય થયા છે અને સ્વતઃ દુષ્ટ બન્યા છે. ત્યાં તે ધર્મનો સંચાર કેમ થઈ શકે? સામયિક સ્થિતિ એવી છે, તો પણ ધર્મમાર્ગમાં સ્થિતિ કરીને નિરંતર શ્રીકૃષ્ણની ભક્તિ કરવી. શ્રીભાગવતમાં કહેલા માર્ગને અનુસરીને ભક્તિમાર્ગનો જો આશ્રય લેવામાં આવે તો કોઈ પણ રીતે જીવ તરી શકે. એથી જ અંતે આજ્ઞા કરી કે :-

**मार्गोऽयं सर्वमार्गाणामुत्तमः परिकीर्तितः ।**

**यस्मिन् पातभयं नास्ति मोचकः सर्वथा यतः ।।**

અર્થ :- સર્વમાર્ગો કરતાં આ ભક્તિમાર્ગ જ ઉત્તમ કહેવામાં આવ્યો છે. જે માર્ગમાં પાતનો-પડવાનો ભય નથી. **धावन्निमील्य वा नेत्रे** એમ શ્રીશુકદેવજી પણ કહે છે. અને જે માર્ગમાં સર્વ રીતે જીવને બંધનોથી મુક્ત કરનાર છે. ઈતિ શમ્.

*।। વૈષ્ણવ ધર્મ પતાકા પુસ્તક ૨, અંક ૩ માઘ ૧૯૭૪માંથી સાભાર ।।*



# શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

## ।। પ્રભુપ્રાદુર્ભાવવિચારઃ ।।

(અનુવાદક-વિવેચક :- ચિમનલાલ હરિશંકર શાસ્ત્રી)

**अथ पुरुषोत्तमप्रादुर्भावविषये सुबोधिनी-वाक्य-संशयशमनाय किञ्चित् कृपाबलेन निरूप्यते।**

હવે શ્રીપુરુષોત્તમ-પ્રાદુર્ભાવ વિષયમાં સુબોધિનીસ્થ વાક્યનો સંશય દૂર કરવા શ્રીમહાપ્રભુજીની કૃપાથી લખીએ છીએ.

**'रसो वै स' इत्यादिश्रुतेः रसात्मा भगवान् श्रुतिसिद्धः। रसश्च श्रृङ्गार एव, तच्छास्त्रसिद्धः। 'श्रृङ्गार एव सर्वे रसा' इति नाट्यसिद्धान्तात्। 'श्रृङ्ग भावाङ्कुरो गूढ आरस्तु तद्गतो रसः। स्युः श्रृङ्गारसंवलिता रसा हास्यादयो यदि'ति भरताचार्योऽपि यतस्तथैवाह।**

**પ્રભુનું સ્વરૂપ** : 'રસરૂપ ભગવાન છે' એ શ્રુતિમાં પણ ભગવાનને રસરૂપ વર્ણવ્યા છે. રસ તો શ્રૃંગાર જ છે, એ જ શાસ્ત્રસિદ્ધ રસ છે. શ્રૃંગારમાં જ સર્વ રસ સમાયા છે, એવો નાટ્યશાસ્ત્રનો સિદ્ધાંત છે. શ્રૃંગાર એટલે શું? એ સમજવું જોઈએ. **શ્રૃંગ** એટલે ગૂઢ ભાવાંકુર અને **આર** એટલે ગૂઢાભાવાંકુરમાં રહેલો રસ. શ્રૃંગાર રસને સંવલિત હાસ્યાદિ રસ રહેલા છે. આ પ્રમાણે ભરતાચાર્ય પણ શ્રૃંગાર રસનું જ મુખ્યપણું સ્વીકારે છે.

**सोऽपि 'तस्य प्रियमेव शिरः, मोदो दक्षिणः पक्षः, प्रमोद उत्तरः पक्षः, आनन्द आत्मा, ब्रह्म पृच्छं प्रतिष्ठे'ति श्रुतेः साकारा आनन्दमात्र-कर-पाद-मुखोदरादिरानन्दमयः। स एव 'को ह्येवान्यात् कः प्राण्यात्, यदेष आकाश आनन्दो न स्याद्' इति श्रुतेरानन्दः। आनन्दनन्दमययोरैक्यं तु सितारसतत्पतिमयोरिच वेद्यम्। अत एव श्रुतौ स एव रसात्मा शब्देनाऽपि व्यवह्रीयते। स्वरूपतः ऐक्येऽपि रसपिण्डयोरिव भेदेनानुभवः। एतावान् परं विशेषो यद् बहिः प्रकटं कूपं रसधर्मसहितमानन्दशब्देनोच्यते, धर्मिमात्रं केवलभावरूपमानन्दशब्देनेति। अत एव प्रभुचरणैः वेणुगीत-विवरणे सुधास्वरूपनिरूपणप्रसस्तावेऽभिहिते 'आनन्द एव सा प्रकटे'ति, तस्याः भावात्मकभगवत्स्वरूपत्वात्। स एवैतदुभयशब्द-प्रतिपाद्यौ भगवच्छास्त्रे पुरुषोत्तम इत्युच्यते। 'यस्मात्क्षरमतीतोऽहम्' इति वाक्यात्, 'यो मामेवमसंमूढ' इति वाक्याच्च।**

એ શ્રૃંગારરસ પણ આકૃતિવાળો વર્ણવ્યો છે. એનો વિચાર કરિયે. 'એનું પ્રિય જ શિર છે, મોદ દક્ષિણ પક્ષ છે, પ્રમોદ ઉત્તર પક્ષ છે, આનન્દ આત્મા છે, બ્રહ્મ પુચ્છ પ્રતિષ્ઠા છે.' આ શ્રુતિ શ્રૃંગાર રસનો પરિચય આપે છે કે શ્રૃંગાર રસ સાકાર અને આનન્દમાત્રકરપાદમુખોદરાદિ એટલે સર્વ અવયવ આનન્દમય છે, તે જ શ્રૃંગાર રસને 'કોણ પ્રાણ દે, કોણ જ જિવાડે, જો આકાશરૂપ આનન્દ ન હોય તો?' આ શ્રુતિ આનન્દરૂપ વર્ણવી રહી છે. આનન્દ અને આનન્દમયની સિતારસ (સાકરરસ) અને એની પૂતળીની માફક એકતા જ જાણવી; માટે શ્રુતિમાં એ જ રસાત્મકરૂપ આનન્દ આનન્દમય શબ્દથી વર્ણવાય છે. સ્વરૂપથી આનન્દ અને આનન્દમય એક જ છે, પણ રસ અને રસના ગોળાની માફક ભેદનો અનુભવ થાય છે.

પરંતુ આટલો વિશેષ છે કે પ્રગટ રસધર્મસહિત સ્વરૂફને આનન્દમય શબ્દ વડે કહેવાય છે, ધમિમાત્ર કેવલ ભાવાત્મક સ્વરૂપને આનન્દ શબ્દથી વર્ણવે છે. આ જ હેતુથી શ્રીમહાપ્રભુજીએ વેણુગીતના વિવરણમાં સુધાસ્વરૂપ દર્શાવતાં કહ્યું કે 'એ સુધા જ આનન્દરૂપ છે.' એ સુધા ભાવાત્મક ભગવત્સ્વરૂપ જ હોવાથી આનન્દરૂપ જ છે. આ પ્રમાણે શ્રૃંગાર જ આ આનન્દ અને આનન્દમય શબ્દથી કહેવાતા શ્રીપુરુષોત્તમનામથી જ ભગવચ્છાસ્ત્રમાં કહેવાય છે. માટે જ ગીતામાં 'અક્ષરથી હું ઉત્તમ છું' અને 'જે મને સામાન્ય મનુષ્યવત્ સમજે તે મૂઢ છે' ઇત્યાદિ વાક્યો લખવામાં આવે છે.

**तस्य च मूलभूतस्य प्राकट्ये अनुग्रहहेतुभूता स्वेच्छैव कारणम्। 'प्रादुरास वरदराट्र युक्तोः कामदित्सया' 'योगमायां समादिश'दिति वाक्यात्। प्रयोजनं तु प्राकट्यस्य लीलाभिः पूर्वनिष्ठापरित्याजनपूर्वकमनुगृहीतेषु भक्तियोगविधानमेव। 'तथा परमहंसाना'मिति पुष्ट्यङ्गीकृतपृथावचनात्। अन्येषां तदंशकलावेशादिरूपाणां तत्रैव तत्कार्यार्थं ब्रह्मादिप्रार्थनोत्तरानिर्भूतेच्छया प्रादुर्भावः। कृष्णावतारः पूर्ण इति सर्वांशेनात्र प्रादुर्भावे उच्यते। तत्तच्चरित्राणि चाग्रे अवतार एव स्पष्टीभविष्यन्ति।**

**एतदेवोक्तमाचार्यैः 'एवं सति सर्वेषां चरित्राणामभिनिवेशो भवती'त्यनेन। वदिष्यन्ति चाग्रे राजसप्रकरणोपक्रमे 'प्रद्युम्नरूपो भगवान् वसुदेवहिताय हि ता'मितिवाक्यात् धर्मरक्षाद्यर्थं च व्यूहचतुष्टयविशिष्टस्यवैकुण्ठस्थ-पुरुषोत्तमस्य प्रादुर्भावभूः। निरोधस्य मूलरूपलीलात्वेन तत्कार्यत्वात्। अत एव तेषां पुनर्ब्रह्मादिप्रार्थनया यादवकुलं माययोपसंहृत्य तत्कार्यत्वात्। तस्यैव च 'वशेकुर्वन्ति मां भक्त्ये'ति वाक्याद्भक्तिमात्राधीन इति भक्तैः सह लीलां कुर्वन् लीलास्थाने एव विराजते। साक्षात्कारस्तु तदनावतारकारणीभूतसामान्येच्छया, किन्तु भक्त्यैव। 'भक्त्या त्वनन्यया शक्य'**

**इतिवाक्येनावतार-सामायिकदर्शनसमयेऽप्यनन्यभक्तेरेव दर्शनहेतुत्वनिरूपणात्। अत एव शुकोऽपि सर्वान्ते 'जयति जननिवास' इति श्लोकेन सकललीलासहितस्य सर्वोत्कर्षेण वर्तमानत्वमुपदिष्टवान्। अन्यथा लीलाकरणानन्तरं भगवानिदानीं क्वास्त इति संशय उदियात्। प्रभासीयकथा तु व्यामोहिकैव, 'विद्धि मायामनोमय'मिति वाक्यात्।**

**તે મૂલસ્વરૂપને પ્રગટ થવાનું કારણ ?** : મૂલ સ્વરૂપને પ્રગટ થવાનું કારણ અનુગ્રહ કરવાની ઈચ્છા જ છે (એમ કહેવામાં જરાય બાધ નથી), કારણકે 'વરદાન આપવામાં રાજા એવો હું (ભગવાન) તમારા મનોરથો પૂર્ણ કરવા પ્રગટ્યો છું', 'યોગમાયાને આજ્ઞા કરી કે મારે માટે રમવાની જગ્યા તૈયાર કરો' વગેરે પ્રમાણેનાં વાક્યો છે. હવે મૂલસ્વરૂપ **પ્રભુ**ને પ્રગટ થવાનું કારણ એ જેના પર કૃપા થઈ છે તેવા ભક્તની પ્રપંચાસક્તિરૂપી પૂર્વનિષ્ઠા સ્વલીલાદ્વારા દૂર કરી ભક્તિયોગનું વિધાન એ છે. 'નિર્મલ આત્માવાળા પરમહંસ મુનિઓને ભક્તિયોગનું દાન કરવાને આપ પધાર્યા છો તો અમે સ્ત્રીઓ તે કેવી રીતે જાણીએ ?' એવું (શ્રીમદ્ભાગવતના પ્રથમ સ્કંધના આઠમા અધ્યાયમાં) પુષ્ટિમાં અંગીકૃત કુંતીજીનું વચન છે. આ મૂલસ્વરૂપ વિના બીજા તેમના અંશ, કલા, આવેશાદિ રૂપનો તો ત્યાં જ તે કાર્ય કરવાને બ્રહ્માદિની પ્રાર્થના પછી આવિર્ભૂત થવાની ઈચ્છાથી પ્રાદુર્ભાવ કહેવાય છે. તેમનાં તે તે ચરિત્રો આગલા અવતારમાં સ્પષ્ટ થશે.

શ્રીમહાપ્રભુજી પણ 'સર્વ ચરિત્રનો સાક્ષાત્કાર આ સ્વરૂપમાં જ થાય છે' એવી આજ્ઞા કરે છે. આગલા રાજસ પ્રકરણના આરંભમાં પણ 'પ્રદ્યુમ્નરૂપ ભગવાન જ વસુદેવજીનું હિત કરવા પધાર્યા છે' એવું વચન છે. 'અમે આપના સુંદર વ્રજાધ્વજાદિ યુક્ત પદથી અંકિત થયેલ કૃપાપાત્ર પૃથ્વીને અને સ્વર્ગને જોઈશું, એ અમારાં અહોભાગ્ય છે' આ બ્રહ્માની વિનંતીથી ભૂભાર હરવા તેમ ધર્માદિનું રક્ષણ કરવાને ચાર વ્યૂહ સહિત વૈકુંઠસ્થ પુરુષૌત્તમનો અહીં પ્રાદુર્ભાવ છે. ભૂભાર-હરણાદિ તે તે વ્યૂહ દ્વારા એ પુરુષોત્તમનું જ કાર્ય છે; માટે એ પણ ભગવત્કાર્ય છે. ભગવત્કાર્ય હોવાથી જ તે તે પૂતના-મારણાદિ લીલારૂપ હોવાથી તે તે વ્યૂહની લીલા પણ નિરોધ કરનારી છે અને આ વ્યૂહવિશિષ્ટ જ પ્રભુ બ્રહ્માદિની પ્રાર્થનાથી યાદવકુલનો સંહાર કરી વૈકુંઠમાં પાછા પધાર્યા. પરંતુ પુરુષોત્તમ તો 'મને ભક્તિથી વશ કરે છે' ઈત્યાદિ વાક્યોથી ભક્તિમાત્રને જ અધીન છે; માટે ભક્તો સાથે લીલા કરતા લીલાસ્થાનમાં જ બિરાજે છે.

આ પ્રભુનો સાક્ષાત્કાર છે તે વખતે પણ (અવતારાવસ્થા વખતે પણ) અવતાર સમયની સામાન્ય ઈચ્છાથી થતો ન હતો, ભક્તિથી જ સાક્ષાત્કાર થતો હતો. 'ભગવાન ભક્તિથી જ પ્રાપ્ત થાય છે' એ ગીતાવાક્ય સાક્ષી પૂરે છે, માટે એ વાત ભૂલવી ન જોઈએ કે અવતાર સમયના દર્શન વખતે પણ (મૂલરૂપનું) પ્રત્યક્ષ દર્શન અનન્ય ભક્તિથી જ થતું હતું. શુકદેવજીએ પણ સકલલીલાસહિત (મૂલરૂપ) ભગવાનને એ જ સર્વોત્કૃષ્ટસ્વરૂપે બિરાજતા **'जयति अननिवास'** એ શ્લોકમાં વર્ણવ્યા છે. લીલા કર્યા પછી ભગવાન હાલમાં ક્યાં છે ? એવો સંશય ન થવાનું કારણ એ જ છે. પ્રભાસીય કથઅ તો વ્યામોહિકા છે, એટલે આસુરોને મોહ કરવાને માટે છે. 'એ તુ માયામય જાણ' ઈત્યાદિ વાક્યોથી એને માયિક સમજવાની છે.

...ક્રમશઃ



# શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ

## ગો.વા.મગનલાલ ગ. શાસ્ત્રી વિરચિત

### પ્રકરણ ૪ – બ્રહ્મમાં પક્ષપાત અને નિર્દયતા એ બે દોષો આવતા નથી

ઉપર કહ્યાં પ્રમાણે બ્રહ્મને જ સર્વના કર્તા માનીએ તો બ્રહ્મમાં વૈષમ્ય-વિષમતા, પક્ષપાત અને નૈર્ઘૃણ્ય-ક્રૂરતા-એ બે દોષો આવી જાય એવી શંકા કોઇને થાય, બ્રહ્મ જ બધું કરનાર છે એટલે બ્રહ્મ જ સુખ અને દુ:ખ આપે છે, બ્રહ્મ જ પ્રલય વગેરે કરે છે; બ્રહ્મ કોઇ જીવને દુ:ખી અને કોઇ જીવને સુખી કરે છે. માટે બ્રહ્મ એ વિષમતા દાખવે છે અને પ્રલય વગેરે કરવાથી એ નિર્દય છે. આ પ્રમાણે શંકા થવાનો સંભવ ખરો. પણ એવી શંકા યોગ્ય નથી. આ શંકાનું સમાધાન બીજા મતોમાં કર્મનિયામકત્વથી કરે છે; એટલે કે મનુષ્યને પોતાના કર્મ અનુસાર ફળ મળે છે અને આથી જ બ્રહ્મમાં આ દોષ લાગતો નથી. પણ બ્રહ્મનું નિયમન કર્મ કરી શકે નહિ, બ્રહ્મની ઉપર કર્મ પોતાની સત્તા ચલાવી શકે નહિ; અને કર્મ પોતે જ, બ્રહ્મથી સ્વતંત્ર રહીને, ફળ આપી શકે નહિ, કારણકે તે જડ છે.

કર્માનુસાર ઈશ્વર ફળ આપે છે એમ માનવામાં પણ સર્વેશ્વર બ્રહ્મ કર્મને વશ થાય, પણ આ વસ્તુસ્થિતિ યોગ્ય નથી. માટે જ ઈશ્વર જ જગતનું કારણ છે એ સિદ્ધાંત જ સ્વીકારવો જોઇએ. સૂત્રકાર બ્રહ્મને કર્મસાપેક્ષ-કર્મની અપેક્ષાવાળા જ, સ્વીકારે છે; ભાષ્યકાર શ્રીમહાપ્રભુજી 'આત્મસૃષ્ટિ' એ હેતુ વડે વિષમતા અને નિર્દયતાના દોષનો પરિયાર કરે છે; અને શ્રીમદગ્નિકુમાર શ્રીવિઠ્ઠલનાથજી 'લીલા' એ હેતુ વડે સૌથી શ્રેષ્ઠ સમાધાન આપે છે. અર્થાત્ સૂત્રકાર (શ્રીવેદ વ્યાસજી), ભાષ્યકાર (શ્રીમહાપ્રભુજી) અને વિદ્વન્મંડનકારમાં (શ્રીગુસાંઈજી) પરસ્પર વિરોધ નથી. તેઓનું કહેવાનું હાર્દ એ જ છે કે ઈશ્વરકારણતા સ્વીકારવાથી બ્રહ્મમાં આ દોષો આવતા નથી.

આ બન્ને દોષો દૂર કરવા સૂત્રકાર '**वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात् तथाहि दर्शयति**' બ્રહ્મસૂત્ર ૨.૧.૩૪ પરમાત્મા જગતમાં કેટલાકને સુખી બનાવે છે, અને કેટલાકને દુ:ખી બનાવે છે, અને જગતનો પ્રલય પણ કરે છે; તેથી તેમનામાં વિષમતા અને નિર્દયતાના દોષો આવે છે એમ માનવું નહિ, કારણકે પરમાત્મા જીવોનાં કર્મોને અનુસરીને સુખ-દુ:ખ આપે છે; અને આ પ્રમાણે શ્રુતિ પોતે જ કહે છે, વગેરે સૂત્ર આપે છે. આ સૂથ આપી સૂત્રકાર વિષમતા અને નિર્દયતાના દોષને દૂર કરે છે અને કહે છે કે બ્રહ્મનું કર્તૃત્વ મને પણ ગમે છે. આ દોષ ત્રણ પ્રકારે દૂર થાય છે. ૧.સૂત્રકારે માનેલું કર્મસાપેક્ષત્વ, બ્રહ્મ કર્મ જ ધ્યાનમાં રાખીને સુખ-દુ:ખ આપે છે. ૨.ભાષ્યકારે કહેલો 'આત્મસૃષ્ટિ'નો સિદ્ધાંત, ૩.વિદ્વન્મંડનકારે આપેલો 'લીલા'નો સિદ્ધાંત.

પ્રથમ સૂત્રકાર **'वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात् तथाहि दर्शयति** અને **कृतप्रयत्नापेक्षस्तु विहित-प्रतिषिद्धावैयर्थ्यादिभ्यः'** બ્રહ્મસૂત્ર ૨.૩.૪૨ પરમાત્મા જીવોને જ્યારે સુખદુ:ખરૂપી ફળ આપે છે ત્યારે તે જીવોએ કરેલા પ્રયત્નો ધ્યાનમાં રાખીને ફળ આપે છે. જો આ પ્રમાણે ન માનીએ તો શાસ્ત્રમાં આવેલાં વિધિ અને નિષેધમાં વાક્યો

નકામા થઇ જાય, વગેરે સૂત્રો દ્વારા આ દોષો દૂર કરે છે. બ્રહ્મ વિષમ, પક્ષપાતી નથી. બ્રહ્મ નિર્દય નથી, કારણકે તે કર્મસાપેક્ષ છે. બ્રહ્મને કર્મની અપેક્ષા જરૂર છે; જીવે જે પ્રયત્નો કર્યા હોય તેની બ્રહ્મને અપેક્ષા છે. જો બ્રહ્મને કર્મસાપેક્ષ ન માનીએ તો કરવાનાં કર્મ અને ન કરવાનાં કર્મ એ પ્રમાણે શાસ્ત્રમાં વિધાન અને નિષેધ કરવામાં આવ્યા છે તે નકામા બની જાય. આ પ્રમાણે સૃષ્ટિ અનાદિ છે એમ સ્વીકારી કર્મસાપેક્ષત્વ એ દલીલથી સૂત્રકાર ઉત્તમ અધિકારીનું સમાધાન કરે છે.

ભાષ્યકાર શ્રીમહાપ્રભુજી વિશેષ સમાધાન કરે છે, **'स आत्मनं स्वयमकुरुत' 'आत्मकृतेः परिणामात्'** વગેરે શ્રુતિનાં વાક્યો આત્મસૃષ્ટિનું, બ્રહ્મે પોતાના સ્વરૂપમાંથી જ જગત ઉત્પન્ન કર્યું છે એમ, પ્રતિપાદન કરે છે. આ 'આત્મસૃષ્ટિ' હેતુથી શ્રીવલ્લભાધીશ વિષમતા અને નિર્દયતાના દોષોને દૂર કરે છે. બ્રહ્મ જગતમાં દરેક પ્રકારની સૃષ્ટિ કરે છે તો પણ તે વિષમ નથી; ક્રૂર કર્મ કરે છે તો પણ તે નિર્દય નથી, કારણકે બ્રહ્મ વિરુદ્ધ ધર્મવાળું છે. પહેલાં દર્શાવેલું વ્યાસસૂત્ર તો લોકની બુદ્ધિને અનુસરી કહેલું છે; કારણકે જો એમ ન હોત તો પાછળથી તે પોતે જ **फलमतः उपपत्तेः** બ્રહ્મસૂત્ર ૩.૨.૩૮ પરમાત્મા જ ફલ આપે છે, કારણકે તે સર્વના ઈશ્વર હોવાથી ફલદાન કરે તે યોગ્ય છે. એમ સૂત્ર આપત નહિ, બ્રહ્મ આ રીતે ફળ આપે છે, એમ પ્રતિપાદન કરત નહિ. કર્મસાપેક્ષ બ્રહ્મ માનવાથી કર્મ પ્રમાણે જ બ્રહ્મ ફળ આપે, એટલે કર્મ સર્વેશ્વર બ્રહ્મનું પણ નિયામક થઇ જાય છે; ઈશ્વર જ અનીશ્વર થઇ જાય છે. માટે 'આત્મસૃષ્ટિ'નો હેતુ જ આ દોષ દૂર કરવા માટે સ્વીકારવો. ઈશ્વર કર્મને અધીન થઇ જાય, કર્મ ઈશ્વરને વશ રાખે એ વાત સૂત્રકારને સંમત જ નથી.

તેથી તે **'पत्युरसामञ्जस्यात्'** બ્રહ્મસૂત્ર ૨.૨.૩૭ તાર્કિકાદિ દશનો ઈશ્વરને ફક્ત નિમિત્ત કારણ માને છે તે બરોબર નથી, કારણકે પતિ-ઈશ્વરને કેવળ નિમિત્ત કારણ માનવાથી તેમાં વિષમતા, ક્રૂરતા વગેરે દોષો આવે છે. એમ ફરીથી સૂત્ર યોજે છે. અને તાર્કિક વગેરે વાદિઓનું ખંડન કરે છે. કર્મ પોતે સ્વતંત્ર રીતે તો ફળ આપી શકે નહિ, કારણકે તે જડ છે. વળી કર્મ ફળ આપે છે એમ માનવાથી નિરીશ્વરવાદનો પ્રસંગ આવે. કર્મ નિયામક છે, ફળ આપે છે, એમ માનતા પણ કર્મના સ્વરૂપનો વિચાર કરવો જોઈએ. એ સ્વરૂપ બે પ્રકારનું હોઈ શકે. ૧. કર્મ એ બ્રહ્મ છે, અથવા ૨.કર્મ બ્રહ્મથી ભિન્ન છે. કર્મ પણ બ્રહ્મ છે એમ માનવાથી કર્મમાં પણ બ્રહ્મની માફક વિષમતા અને નિર્દયતાના દોષ રહેવાના; અને કર્મ બ્રહ્મથી ભિન્ન છે એમ માનીએ તો બ્રહ્મ કર્મને વશ થઇ જશે. માટે 'આત્મસૃષ્ટિ' એ જ ખરેખરી દલીલ છે એમ સ્વીકારવું પડશે. બ્રહ્મે આ આત્મસૃષ્ટિ પોતાનું માહાત્મ્ય દર્શાવવાને માટે જ કરી છે.

પરમાત્મા અનેક પ્રકારનાં જીવો, અનેક પ્રકારનાં સાધનો, અનેક પ્રકારનાં ફળ પ્રગટ કરે છે, છતાં પણ દરેકને એક સરખી રીતે સુખદુ:ખ આપે છે એ તેમનું અગાધ માહાત્મ્ય છે. જીવ, કર્મ, ફળ એ બધું જ આત્મસૃષ્ટિ જ કરે છે, ભગવાનનું રૂપ જ છે, ભગવાનથી જુદું નથી. પ્રભુ જુદા જુદા રસો સિદ્ધ કરવા માટે જુદે જુદે રૂપે પ્રગટ થાય છે, એટલે શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તમાં વિષમતાનો કે નિર્દયતાનો દોષ જરાય આવતો નથી. કર્મ વિના પણ તેવું ફળ આપવાનું પ્રભુનું પૂર્ણ

સામર્થ્ય છે, અને તેવું સામર્થ્ય તે પોતાના અંતરંગ પુષ્ટિમાર્ગના ભક્તોને પોતાના અગાધ સામર્થ્યથી જ પ્રગટ પણ કરે છે. છતાં પણ કર્માનુસાર જ ફળ આપવું એવી મર્યાદા એમણે ફક્ત સ્વેચ્છાથી જ સ્વીકારી તે પ્રમાણે જ ક્રીડા કરે છે. આમ પ્રભુની ઇચ્છા જ અહીં મુખ્ય ભાગ ભજવે છે, કર્મ નહિં. નિરપેક્ષ બ્રહ્મ કર્મની સાપેક્ષતા સ્વીકારી, કર્મ અનુસાર ફળ આપે એ જ બ્રહ્મની પૂરૂણતા, અને આ પ્રકારે જ બ્રહ્મ વિરુદ્ધ ધર્મોનો આશ્રય બને છે. કર્મની અપેક્ષા રાખી તે પ્રગટ કરવાની ઇચ્છાથી બ્રહ્મે પોતે જ નિયમ કર્યા, મર્યાદા બાંધી.

એ મર્યાદા પુરુષોત્તમે વેદ પ્રગટ કર્યા, સર્વ કર્મના ગુણદોષ પ્રગટ કર્યા અને વર્ણન કર્યા. જ્યારે જીવ પોતાની ઇચ્છાને અનુસરી કર્મ કર્યે જાય છે ત્યારે તે જીવનો તેવો વિચાર જોઇ ભગવાન તેને તે કર્મ કરવા દે છે. ભઘવાન નિરપેક્ષ છે, છતાં પણ તે ફળ આપવામાં કર્મની અપેક્ષા, કર્મમાં જીવે કરેલા પ્રયત્નની અપેક્ષા, પ્રયત્નમાં તેની કામનાથી અપેક્ષા અને કામનામાં લોકપ્રવાયની અપેક્ષા રાખી છે. મર્યાદા સાચવવાને માટે જ પ્રભુ વિવિધ કર્મ કરાવી વિવિધ ફળ આપે છે. પ્રયત્ન કરવાનું કામ જીવનું છે, પણ ત્યાર પછીની વાત તેના હાથમાં નથી. પ્રભુ જીવને તેની પોતાની ભાવના અનુસાર કર્મ કરાવી ફળ આપે છે. તેથી કર્મ પણ નકામું બનતું નથી. ટૂંકમાં આ માર્ગમાં કર્મ એ બીજની માફક છે, અને ભગવાન એ વરસાદની માફક છે. ભગવાને આ પ્રમાણેની મર્યાદા બાંધી પોતાનું અદ્ભુત માહાત્મ્ય પ્રગટ કર્યું છે. ક્રીડાને માટે ભગવાને આત્મસૃષ્ટિ કરી એ જ પરમ રહસ્ય છે.

શ્રીમદ્ અગ્નિકુમાર શ્રીવિઠ્ઠલનાથજી શ્રેષ્ઠ સમાધાન આપે છે. હું અનેક થાઉ એવી ઇચ્છાથી ક્રીડા માટે ભગવાને પ્રયત્ન કર્યો, માટે લીલા જ મુખ્ય છે, અને એ સિવાય બીજું બધું ગૌણ છે. જગતરૂપે ક્રીડા કરવાની ઇચ્છાથી જ ભગવાને પોતાના રૂપથી અભિન્ન, જુદો નહિ, એવા વિચિત્ર અને વિવિધ રસનો અનુભવ કરવા માટે એવી વ્યવસ્થા કરી એ આવી જાતનાં કર્મ કરશે તેને આવી જાતનાં ફળ હું આપીશ. તેથી જ ભગવાન **'धर्मसेतूनां वक्ता' 'कर्ता'** અને **'अभिरक्षिता'** શ્રીભાગવત ૧૦.૩૦.૨૮ ભગવાન ધર્મની મર્યાદાઓનું પાલન કરનારાઓના નિર્માતા, સ્વયં વક્તા અને સર્વપ્રકારે રક્ષણ કરનાર છે. પોતે કરેલી આ મર્યાદાનું રક્ષણ કરવા માટે ભગવાને વેદને પ્રગટ કર્યા. એટલે જીવો પ્રભુમાંથી છૂડા પડે, અગ્નિના તણખાની માફક, તે વખતે જ આ દેશમાં આ કાળમાં આ જીવને આવી રીતે કાર્ય કરાવી અથવા બંધ કરાવી, આ ફળ હું આપીશ એમ દરેક જીવ માટે મોક્ષ સુધીનો વિચાર ભગવાને કર્યો છે. અને તે વિચાર અનુસાર જ જીવો તેવો અનુભવ કરે છે.

ઋગ્વેદ ૭.૮૬.૬ વગેરેમાં પણ કહ્યું છે કે :'હે વરૂણ! તે મારી પોતાની શક્તિ ન હતી; પણ તે દૈવ, સૂરા, ક્રોધ, દ્યૂત રમવાનો પાસો અથવા દ્યૂતો અવિચાર હતો-નાના માણસ પાસે મોટા-પરમાત્મા-રહેલા છે. અરે સ્વપ્ન પણ પાપને દૂર કરી શક્તું નથી. આ શ્રુતિમાં ઉત્પત્તિ સમયે નિર્માણ કરેલી દૈવગતિને જ કારણ માનવામાં આવી છે. વળી **'एष हि एव साधु कर्म कारयति'** કૌષીતકિ ઉપનિષદ્ ૩.૮ જેને ઊંચે લઇ જવાની ઇચ્છા છે તેની પાસે પરમાત્મા સારાં કર્મો કરાવે છે. એવાં વાક્યોનું પણ એ જ તાત્પર્ય છે. અમુક જીવ સુખી હોય કે દુ:ખી એવા હોય તો તે ઉપરથી તેનાં પહેલાંનાં કર્મો

કેવાં હશે એ પણ **'पुण्यो वै पुण्येन कर्मणा भवति'** બૃહદારણ્યક્ ઉપનિષદ્ ૩.૧૨.૧૩ સારાં કર્મો કરવાથી મનુષ્ય પુણ્યશઅળી, સારો બને છે, વગેરે વાક્ય પ્રમાણે આપણે જાણી શકીએ છીએ.

**'भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः।'** ગીતા ૧૦.૫ અહિંસા, સર્વમાં સમ બુદ્ધિ, તુષ્ટિ, તપ, દાન, યશ અને અપયશ એ સર્વ પ્રાણીઓના જુદા જુદા પ્રકારના ભાવો મારાથી જ થાય છે, એ ગીતાનું પ્રભુનું વાક્ય પણ દર્શાવે છે કે બ્રહ્મ જ સર્વનું કારણ છે. **मत्तः** એ પદમાં **तः (तसिल्)** પ્રત્યય છે, માટે પ્રભુ સર્વનું કારણ છે છતાં પણ તેમનામાં વિકાર થતો નથી એ ધ્વનિ છે. **'अहं सर्वस्य जगतः प्रभवः प्रलयस्तथा'** એ વાત પણ એ જ સિદ્ધાન્તને ટેકો આપે છે. **'ईश्वर सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति भ्रामयन् सर्वभूतानि'** ગીતા ૧૮.૬૧ હે અર્જુન, સર્વ ભૂતોના હૃદયમાં ઈશ્વર રહેલા છે અને સર્વ પ્રાણીઓને પોતાની માયા વડે ભમાવે છે, વગેરે વાક્યોમાં પણ બ્રહ્મ જ સર્વનું નિયામક છે એમ સિદ્ધ થાય છે. વળી **'बुद्धिप्रेरककृष्णस्य'** નિબંધ ભાગવતાર્થ ૫.૧ બુદ્ધિને પ્રેરનાર કૃષ્ણ છે, વગેરે વચનો પણ પ્રભુ જ સર્વને પ્રેરે છે એમ દર્શાવે છે. અધિક શું ? વેદમાતા ગાયત્રી પણ કહે છે કે જે સવિતા, સૂર્ય, અમારી બુદ્ધિને સારી રીતે પ્રેરો ૠગવેદ ૨.૧, કહીએ જ ઉત્તમમાં ઉત્તમ સિદ્ધાન્તનું સમર્થન કરે છે. વિવિધ રસ ભોગવવામાં ચતુર એવા **'विपश्चित्'** તૈતરીય ઉપનિષદ્ ૨.૧ વિપશ્ચિત્-વિવિધ રસનો ભોગ કરવામાં ચતુર-બ્રહ્મની સાથે ભક્ત સર્વ કામોનો ભોગ કરે છે, ભગવાન ક્રીડાને માટે જીવ જુદા જુદા પ્રકારના બનાવી પ્રયત્ન કરે છે અને તેવા પ્રયત્નવાળા ભગવાન જીવ પાસે તેવાં કર્મ કરાવી વિવિધ રસનો ભોગ કરે છે અને તેવા પ્રયત્નવાળા ભગવાન જીવ પાસે તેવાં કર્મ કરાવી વિવિધ રસનો ભોગ કરે છે. વેદે નિરૂપેલાં કરવાનાં (વિહિત) અને નહિ કરવાનાં (નિષિદ્ધ) કર્મની વ્યર્થતા ન થાય માટે ભગવાન તે તે કર્મનું તે તે ફળ આપે છે, અને પોતાની લીલા સિદ્ધ કરે છે. 'લીલા' રસ વિનાની ન થાય એમ પોતે પ્રયત્ન કરી, જીવને પ્રયત્ન કરાવી, પ્રભુ દર્શાવે છે કે હું વિરુદ્ધ સર્વ ધર્મોનો આશ્રય છું.



## સત્સંગ સુધા

### દાન આપવું તે થાપણ મૂકવા બરોબર છે

દોહરો

કરીએ સારૂં કોઇનું, એજ ધર્મનું કર્મ;

બીજા કલ્પિત ધર્મ છે, મનમાં સમજો મર્મ.

દાન આપવું એનો અર્થ શું ? આપણે ધારીએ તેમ દાનનો અર્થ દેવાનો અર્થ આપી દેવું એવો નથી. આપણે દાન દેવાનો ખરો અર્થ સમજતા નથી, માટે જ આપણે છૂટથી દાન આપી શક્તા નથી. મહાત્માઓ કહે છે કે, દાન દેવું એનો અર્થ આપી દેવું એવો નથી, પણ દાન દેવું એનો અર્થ ઈશ્વરને ત્યાં થાપણ મૂકવી એવો છે. દાનરૂપે ઈશ્વરને ત્યાં મૂકેલી થાપણ ખરે વખતે આપણને વ્યાજ સાથે કામ આવે છે. જ્યારે જાણ્યે અજાણ્યે થઇ ગયેલા બૂરા કર્મોમાંથી પેદા થયેલા

પાપરૂપી દુશ્મનો આપણી ઉપર હુમલો કરે છે, ને તેથી આપણે આફતમાં આવી પડીએ છીએ, ત્યારે આપણા બચાવમાટે ઈશ્વરને ત્યાં અનામત મૂકેલી દાનરૂપી મૂડી વ્યાજ સાથે કામ લાગે છે. આ વાતમાં કોઈએ સંદેહ રાખવો નહિ જોઈએ, કારણકે આપણે નજરે જોઈએ છીએ કે, કોઈ પણ સારો માણસ બીજાઓની થાપણ ખાઈ જતો નથી, ત્યારે સૌથી સારામાં સારા ઈશ્વર આપણી થાપણ કેમ ડુબાવશે ? એટલો તો આપણે જરૂર વિશ્વાસ રાખી શકીશું કે, દાનરૂપે ઈશ્વરને સોંપેલી આપણી નાનકડી રકમ સારું તો દેવાળું તો નહિં જ કાઢવું પડે; માટે, દાન કરો, દાન કરો. દાન કરવું તે આપી દેવું એમ નથી, પણ આપણા જ બચાવ સારૂં અનામત મૂકવું એ છે. એ અનામત રકમ-એ જમાપુંજી છે, જેમ વધારે હોય તેમ લાભ વધું મળે.

**દુહો**

કોઇનો ભાર ન રાખે મોરારી, આપે વ્યાજશીકે ગર્થવાળી.(ટેક)

સુદામાજીના તાંદૂલ લીધા, તેના મહેલ કનકના રે કીધા;

દ્રૌપદીજીનું આવ્યું રે ટાણું, ચીર પૂર્યા તે નવસો નવાણું.

કુબજાનું રે ચંદન લીધું, એને રૂપ અનુપમ દીધું;

ગોવાંળિયે ઓછવ કીધો, વહાલે કરપર ગોવરધન લીધો;

ધન્ય ધન્ય નરસિંહ તારી વાણી, એમ બોલ્યા તે સારંગપાણી.



## આશ્રયકો પદ

### શ્રીપુરુષોત્તમચરણ કૃત આશ્રયકૌ પદ

શ્રીવલ્લભ ચરણશરણ ચાહું;

કહા કરૂં મોહે દિશ ન સૂઝે, કહાં જાય સુખ પાઉં ? ૧

જીત દેખું તિત વિષરસ ઉપજે, આપ કૃપાથી બચાઉં;

દુર્લભ દર્શ તિહારો નીકો નીરખી પરમ ફલ પાઉં. ૨

સકલ પદાર્થ કૃપાથી પૈયે, નીરખી નીરખી ફૂલાઉં;

પુરુષોત્તમ પ્રભુપેં માંગતહોં, નિજ ચરણરજ પાઉં. ૩

**શ્રીગોકુલનાથકી જય**

|| ShriGokulesho Jayati ||

# ShriVallabhacharya

(Expression by Prof. Jethalal G Shah)

...continued

## Validity of Knowledge :-

On the question of validity of knowledge different views prevail in various systems of Indian Philosophy as to whether it is intrinsically valid or not. Buddhism regards knowledge as invalid intrinsically and becoming valid through extraneous circumstances. The Samkhya believes that the validity and invalidity both are self evident. According to the Nyaya-Vaishesika schools, the validity and invalidity of knowledge are due to extraneous circumstances. The Mimansa school maintains that knowledge is intrinsically valid though its invalidity is due to extraneous circumstances. Shamkara identifies Brahman with knowledge and says that to know all things Brahman is valid knowledge. To know that a jar is not a jar, but is Brahman, is correct knowledge, but to know a jar as a jar different from Brahman is incorrect. This incorrect knowledge is due to Maya or Upadhi. To Ramajuna and Vallabhacharya, knowing all things as Brahman even in their apparent form is a valid knowledge.

Ramanuja thinks that the world and the souls are attributes of Brahman. They were inseparable from Brahman in a casual state, and have been manifested as effects. The effects-forms of Brahman are as real as the cause. They are not due to Maya (illusion) Vallabhacharya agrees with Ramanuja, but differs from Him in holding the world and the souls as *Amsas* parts of Brahman's *Sat* (being) and *Chit* (Consciousness) aspects.

As said above, Vallabhacharya accepts only the testimony or the scriptures as authority for the knowledge of God. He is an advocate of the path of devotion and He says that the aim of devotional life being God-realisation, the other kinds of proofs Viz. perception, Logical reasoning or inference and analogy and also the word-testimony of the worldly people are of no use. The Upanishads mention three modes of knowledge-perception, logical understanding and intuitation. Perception and logical understanding will do only for the things existing in space or time. Even there, they are not sometimes safe guides. Kant discredited them in the case of knowledge of the Absolute or ultimate principle. He recognized only intuition, the inner mental faculty by which knowledge comes from within, self-revealed in unexpected moments. It is the primary knowledge.

Bergson describes it as supra intellectual faculty or a supra sensible intuition. Bradley supports it by saying that the intellect is inadequate to grasp the supreme Reality. For thinking, intellect is alright. We do not want only to think of God, but want to realise or experience HIM in our heart. The religious soul does not require proofs for the existence of God. Existence of God is, to Him, an axiomatic truth. God is self-existent, self-luminous. Neither our sense data, nor our powerful intellect can help us in the apprehension of God. He is to be realized by one's own intuition, experience or the knowledge gained from the scriptures. The scriptures are intended to guide the religious soul in His desire to experience God; by showing the nature of God and the way to realise it.

The scriptures are nothing but the records of experiences of pious sages or seers. What they themselves have experienced they have registered in the scriptures. They are the sayings of the inspired men under the guidance of God. To get the knowledge of God they isolated themselves from the world by discarding all intercourse with worldly people and retiring into some solitary place, far from the busy throngs of men, and





closing their eyes on the external world, meditated upon God only and in that true state, the knowledge was revealed to them, which is registered in the scriptures. The scriptures to Vallabhacharya are infallible and full of absolute truths for all times. They are records of the intuitive experiences of the holy person of the Vedic times. They are of three kinds : 1.The *Shruti* words - the Upanishads containing knowledge of revelation from within it was like the knowledge heard by the inner faculty. 2. The Smritis based upon the *Shrutis,* called 'the remembered knowledge; or the knowledge of the Shrutis, reproduced in the words of the post-vedic Sages. Of these, the Gita is the foremost. 3.The *Puranas* giving detailed knowledge about God's Lilas and the modes of experiencing God. The Bhagavata is superior to other Puranas. All these are accepted as authoritative. Other works of similar kind are also accepted provided their teaching is not antagonistic to the teaching of the above scriptures. Only Scriptural testimony is preferred to other kinds of proofs of knowledge by Vallabhacharya because they contain knowledge, not gained by sense data or intellect but through the intuitive faculty of God-inspired, holy men, free from all worldly ties and given only to meditation of God.

The authoritativeness of the *Shrutis* and the *Smrities,* as verbal testimony, is accepted by Dr. Radhakrishnan in his 'Introduction to the Brahmasutra', in these words - The authoritativeness of the Vedas in regard to the matters stated in them is independent and direct; just as the light of the sun is the direct means of our knowledge of form and colour. The Vedas are the authoritative utterances of inspired seers claiming contact with transcendental truth. They are the statements of their metaphysical experience. *Smritis* will have to reckon with the Shruti and should be consistent with it. Shruti has no authority in the real of the perceptible. It is the source of knowledge in matters transcending sense-experience'. Vallabhacharya trusts Shruti for all kinds of knowledge. The Vedas, according to him, are not the works of human authors. They are divine (*Apaurusheya*) revelations of God. Metaphorically they are described as the breath of God. The Gita is said to be God's speech and the Bhagavata, the very body with the soul of God. These work are directly connected with God. Hence they are accepted as absolute and the only authority in the matter of knowledge of God.

All knowledge is valid including the knowledge of an error because according to Him, the error is regarded as an attribute of Brahman.

The problem of knowledge in the Suddhadwaita system has been well considered by Purushottamji in his work '*Prasthana Ratnakara*'. There are problem is treated under two heads-Pramana (epistology) and Premaya (Ontology). The problem of knowledge is considered in three forms with reference to the nature of God, the souls and the world i.e. as knowledge, as a knower and as knowable, though they are separate, infact they are not so. They are three forms of God. Knowledge form of God is indicated in a Shruti - 'Brahman is truth, knowledge and joy, His form as a knower is manifested in the soul-form, which represents His consciousness'. His knowable-form is four fold and is manifested in the world and which represents His 'Being' aspect. Knowledge whose locus is God is four-fold 'manifested as His nature, as His attributes, as the Vedas, and as the words'. Knowledge as the nature of God is like the sun. As an attribute, it is like a ray of solar disc; as the Vedas, it is like earth where the light of the sun is spread and as the words, it is like reflection of the sun. The knower-form is the soul that knows Him by means of words, which is also the form of God, expressive of knowledge.

The knower's knowledge of the knowable i.e. the world is five fold through : 1.External organs and 2. by four internal organs mind 3.intellect, 4.ego, and 5.Chitta. Thus according to Vallabhacharya knowledge of God is tenfold. Four fold with reference to God, five gold with reference to a knower (Pramana-soul) and one fold with reference to the world. The four-fold knowledge gives us the knowledge of God in a casual state and the rest in the





effect state. The first kind of knowledge pertaining to the nature of God is to be realized by the soul by God's grace and the rest is to be achieved by the soul with the aid of external and internal organs. Although the knowledge obtained through organs is not of a permenant nature, it is not momentary or lasting only for three moments. It undergoes a change no doubt, but it is not subject to modification, because essentially it is the form of God. It is to be got by the study of the scriptures. Just as a seed sown in the ground requires sprinkling of water till it becomes a full plant; our knowledge about God needs constant perusal and medication of the scriptures and contact with holy persons. Otherwise the seed will not come out or even if it comes out, it will not grow into blossoms, and flowers, and bear fruits. Such study is useless because it does not help us in realising God.

According to Vallabhacharya knowledge is again of three kinds, - The *Sattvika*, the *Rajasa* and the *Tamasa*. The *Sattavika* knowledge is called *Nirvikalpa* knowledge, the knowledge by which one knows Brahman in all things, without apprehending differences or determinations. It differs from the NIrvikalpa knowledge of the *Nyaya*, according to which it means knowledge of an object arising in the first movement of contact of the mind and the senses with an external object. This knowledge is indefinite. We know the object but do not know its exact nature. We only say that we perceive an object, but we have no definite recognition as to what it is. IT is something, but not a particular thing, revealing its real form. The Suddhadwaita school does not understand *Nirvikalpa* - knowledge in that sense. It is not the knowledge of any worldly object, but knowledge of God as one in all things, the knowledge without differences.

The Rajasa knowledge is *Savikalpa* - the knowledge showing differences. By it, a man knows all the objects, not as God but as different ones, from God. This is empirical knowledge. It is of five kinds : 1.Doubt, 2.Contraraiety, 3.Certainty, 4. Memory, 5.Sleep. Doubtful knowledge and contrary knowledge do not give trustworthy knowledge. The memory knowledge is distorted or dim knowledge retained in the mind from past impressions. The knowledge in sleep is of no use. Only, knowledge of 'Certainty' is taken as Valid knowledge. The *Rajasa* knowledge does not help one to comprehend Brahman. The only knowledge worth seeking is the *Sattvika* kind of knowledge of Indeterminate Brahman. This knowledge is to be obtained only from the Vedas, or the scriptures like the Gita, the Brahma Sutras and the Bhagavata or any similar holy books, revealing Brahman as *Shabda Brahman*. In short valid knowledge arises from intellect with predominance of *Sattava* following purity of heart and study of scriptures.

So according to Vallabhacharya the only authority for the knowledge of Brahman is the scriptures. He rejects perception, inference, Verbal Testimony of worldly persons and Analogy. Experience of God's revelation to the devotee, in the perception condition, or in a dream, or in memory, are no doubt accepted, as genuine, only as mystical experience which is different from the logical knowledge by perception etc. The aim or knowledge is to experience God in all things and in all forms. The so called differences of the objects as a jar, a cloth etc are also God's manifestation of His particular attribute such as jarness in a jar and clothness in a cloth. Thie is pure (*Shuddha*) non-dualism.

............to be continued

**** ShriGokulnathki Jai ****

# માલોદ્ધાર પ્રસંગનું પદ

**राग मारू:-** जयति धन्य विट्ठलसुवन प्रकट वल्लभ बली प्रबल पनकरि तिलक माल राखी। खण्ड पाखण्ड दण्डी विमुख दूर कर हन्यो कलिकाल तम निगम साखी।। १ ।। कपट सीपात जहांगीर वशकरि कह्यो धरत उर माल गोकुल गुसांई। नहि कही शास्त्र श्रुति दोष तोहि होतहे दूरकर वेगि यह देहु दुहाई।। २ ।। कोप महिपाल उमराव ढिङ्ग बोलिकें कह्यो सबदेश फरमान कीजे। तिलक शिर भाल ऊरमाल जो धरत हैं ताहि सब मूलतें काढ़ि दीजे।। ३ ।। तब सकल स्वामी दिल्लीश को कोड़ सुन ड़रपि तत्काल माला उतारी। नहिं कह्यो शास्त्र श्रुति वेद निज धर्म यह कह्यो श्रीवल्लभ बड़े बिरद धारी।। ४ ।। तब जाय काश्मीर जहांगीरसों यों कह्यो माल निजधर्म सब श्रुति बतावें। तजें नहीं ताही हम शीश घट प्राणलों छांड यह देश कहुं ओर जों।। ५ ।। तब कह्यों शाह तुम मुलक मेरेवसो रजो निजगामके माल कण्ठी। वसे सोरम जाय सब वास गोकुल तज्यो तिलक अरु मालकों सुदृढ़ ग्रंथी ।। ६ ।। सलिल कालिन्दी तट गांव गोकुल निकट नाव चढ़ि शाह एक दिवस आयो। कह्यो वेरान सब महल क्यों देखियत तब असफखान सब कहि सुनायो।। ७ ।। गाम गोकुल गोकुलेश बसत यहां जाय अब बास सोरममें कीनो। माल काढ़ी नहीं तिलक मुद्रा रही पत्र पादशाहको मन लीनो।। ८ ।। राख अपुनी कान अकबर हुमायु आन जगद्गुरु प्रकट संसार चीन्हे। लीखो फरमान कहे शाह सन्मानकरि आय फिर बसो अपने ठिकाने।। ९ ।। मिले स्वामी सकल संप्रदा चारके कन्ध सुखपाल धरी शीश नायो। दई प्रभुमाल तिहिं काल सन्मान करि पहेरे उर मुदित सब सुजस गायो।। १० ।। धन्य गोकुलेश प्रगट जगदीश तुम कियो पन प्रबल जिन धर्म धार्यो। कोप महिपाल विकराल ड़र मेटिकें माल अविचल करी दुख निवार्यो।। ११ ।। भयो जयकार विस्तार जस जगतमें आय फिर प्रथम गिरिधरण दरसे। बिरह परिताप संताप सब मिटिगयो सुखद शीतल चरन कमल परसे।। १२ ।। लग्नदिन देखि शुभ आय गोकुल बसे प्रकट कीरत तिहुंलोक बाढ़ी। नाथ विट्ठल सुवन प्रकट वल्लभ भये गाय निजदासकोदास ढ़ाढ़ी ।।१३ ।।



## શ્રીગોકુલેશ પાઠશાળા

### શ્રીપાપાંકુશા એકાદશી વ્રત